# પ્રસ્તાવના

આદિવાસીની ભાષા, સંસ્કૃતિ વિશે ચિંતા અને ચિંતન માટે ડૉ. ગણેશ દેવી સર ૧૯૯૬માં સાપુતારા ખાતે આઠ-દશ મિત્રો સાથે મળ્યા હતા. તેઓને માત્ર આપણા દેશની જ નહિ પણ અન્ય દેશોની ભાષાઓ પણ બચે તેની ચિંતા પણ સતત રહેતી હતી. આથી આ પ્રકારના કામ માટે વડોદરામાં ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્રની સ્થાપના કરી. આમ ૧૧ જેટલી આદિવાસી ભાષામાં સામાયિક પ્રકાશિત થવા લાગ્યા.

ભાષાનું કામ પુરુ થતાં દેવી સરના મગજમાં કાંઈક નવુ કામ કરવાની ગડમથલ શરૂ થઈ. ૨૦ જૂન ૨૦૧૨ ના રોજ દેવીસર, કાનજીસર અને અતુલસર તેજગઢ આવ્યા. દેવીસર અકાદમીના ગેટની પાસે ચોતરા પર બેઠા અને એક કવર પર વિષયો લખ્યા જેમાં સમાજનો ઈતિહાસ, ભૌગોલિક સ્થિતિ, જન્મ, પવિત્ર વગેરે વિષયો હતાં. દરેકને પોતાના સમાજ સિવાયનો એક સમાજ લેવા કહ્યું હોવાથી મેં ભરવાડ સમાજ લીધો. કોમ્પ્યુટરમાં વિષયો ટાઈપ

કરીને બધાને તેની નકલ આપી હતી.

ભરવાડ સમાજના માનવશાસ્ત્રીય અભ્યાસ માટે સાત ગામનો પ્રવાસ કરી માહિતી મેળવી. ભેગી કરેલ માહિતીનું ટાઈપીંગ, પ્રુફરીડીંગનું કામ કર્યુ હતું. આમ ભરવાડ સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ પુર્ણ કર્યો.

આ અભ્યાસ પુરો થતાં બીજા એક સમાજનો અભ્યાસ કરવોનો હોય મે ચારણ સમાજનો અભ્યાસ કરવાનું નકકી કર્યુ. ચારણ સમાજના અભ્યાસ માટે પંચમહાલ અને વડોદરા જિલ્લાના સાવલી, હાલોલ, ગોધરા, છોટાઉદેપુર અને સંખેડા તાલુકાના ૯ ગામમાં જઈને નક્કી કરેલા મુદ્દાઓ વિશે માહિતી મેળવી ચારણ સમાજનો અભ્યાસ પુરો કરેલ છે.

# અનુક્રમ

### સમાજનું નામ : ચારણ સમાજ

ચારણ જાતિ એ માલધારી જાતિની એક પેટાજાતિ છે. ચારણ જાતિમાં સાડા ત્રણ પહાડા છે (એક) નરા અને અવસુરા કુળોનો એક વિભાગ અથવા પહાડો, (બે) ચહુવા અને બાટી કુળોનો બીજો વિભાગ અથવા પહાડો, (ત્રણ) ચોરાડા અને મારુ કુળોનો ત્રીજો વિભાગ અથવા પહાડો (ચોથો અળધો) તુંબેલ વિભાગ અથવા પહાડો ગણાતો. આમ ચારણોની કુલ સાત શાખાઓ છે. મહાદેવની મરજી અને પરાશક્તિમાં પાર્વતીના સંકલ્પથી સ્વયં પ્રગટ થયેલા. ગણ પિંગળએ ચારણોના મૂળપુરૂષ. શાસ્ત્રોકત કથા પ્રમાણે પાતળમાંથી બહાર આવેલા શેષનાગના પુત્રને ગરુડે પકડી લીધો અને તેનું ભક્ષણ કરે તે પહેલાં નાગપુત્રે વિનંતી કરી કે તેની પાસે જે જ્ઞાન છે તે મરતા પહેલાં કોઈ પાત્ર વ્યકિતને આપી દેવામાં આવે. આ વિનંતી માન્ય રહેતા નાગપુત્રે તેનું સમગ્ર જ્ઞાન મહાદેવના ગણ પિંગળને આપી દીધું અને એમાંથી રચાયું પહેલું એવું છંદ અને કવિતાનું શાસ્ત્ર નાગપિંગળ. નાગપિંગળ આપ્યા પછી પિંગળનો વંશ વારસ રહી શકે એ માટે નાગપુત્રે એની બહેન આવડીને પિંગળ સાથે પરણાવી. પિંગળ અને આવડીથી અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગીરા નામના ચાર પુત્રો થયા. ચારેય પુત્રોના લગ્ન મા આવડીના ત્રણ ભાઇઓ કોટિનાગ, ગિયણનાગ અને પિંગળનાગની દીકરીઓ સાથે કરવામાં આવ્યા. ત્રણ દીકરીઓ મોટી હોવાથી પરણીને વહેલી આવી અને એમનો વંશ ત્રણ પહાડામાં વિસ્તર્યો. નાની બહેન મોડી પરણીને આવી તેથી એનો વંશ પાછળથી વિસ્તર્યો તે અર્ધા પહાડામાં ગણાયો. આ રીતે તેઓ સાડાત્રણ પહાડામાં સ્થાપિત

થયા. ચારણ માટે ચારણ, ગઢવી, બારહટ વગેરે શબ્દો યોજવામાં આવતા હોય છે. કચ્છ તથા હાલારમાં ચારણને બારોટ કહે છે. રાજસ્થાનમાં બારહટ કહે છે. સૌરાષ્ટ્ર તથા ગુજરાતમાં ગઢવી કહેવામાં આવે છે.

ચારણના આ સાડા ત્રણ પહાડામાં કેટલીક પેટાશાખાઓ છે. પૃથુરાજાના આંમત્રણથી હિમાલયવાસી ચારણોની સાત શાખાઓવાળા ક્રમે ક્રમે ભારત વર્ષમાં આવીને જુદા જુદા પ્રદેશમાં વસવાટ કરવા લાગ્યા ત્યારે તે પ્રદેશમાં વસતા નાગવંશીઓ નાગકુળવાળાઓ તેમજ બીજાઓની સાથે ચારણોએ લગ્નવ્યવહાર બાંધતા મુખ્ય જે સાત શાખાઓ હતી તેમા ક્રમે ક્રમે બીજી સોળ શાખાવાળાઓ ચારણ સમાજમાં ઓતપ્રોત બની ભળી ગયાં. ચારણ બની ગયાં. આમ ચારણની સાત અને સોળ મળી કુલ ૨૩ શાખાઓ સ્થાપિત થઇ. ચારણોની મુખ્ય તેવીસ શાખા છે જે આ પ્રમાણે છે. નરા, અવસુરા, ચોરાડા, મારુ, ચુવા, બાટી, તુંબેલ, વાચા, મીસણ, ઠાકરિયા, જાખલા, બુઢાયચ, ટાપરિયા, ભાંચળિયા, નૈયા, ધાંધણિયા, રોહડિયા, કૂનડા, લાદીત, આસણિયા, રત્નુ, મહેડુ-કેશરિયા અને માદા.

ચારણોની આ ૨૩ શાખાઓમાં પેટાશાખાઓ છે જે આ પ્રમાણે છે.

નરા શાખામાં ૬૮ થી ૭૨ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૧૦૨ થઈ છે. જેમા નેચડા, બાવડા, ગેલા, જોગડા, કાગડા, નાંધૂ, લોમા, રાબા, શીંગડીઆ, રાજશી, જાળફવા, ભેંસવડા, રાજૈયા, જેત્રહથા, મોઢેરીયા, રાજપાળ, સૂંડા, સોયા, નામાળગ, હેઠોળ, ગોયતા, ગૂઢા, ઝીબા, જગહઠ, બોક્ષા, કીડીયા, ગાદૂ, બુઘડ, પાલિયા, બેરા, મોંભલ, ગોખરુ, હોઠા, મોખરામ, નાંદણ, ઈશર, પાયક, દધિવાડિયા, જેસળ, લોયણ, જાળગ, નરેલા, નાયક, પાડરશીંગા, નડીર, નેનરદેવ,મૂળિયા, ગોરવિયાળા,

પંચાળ, જામંગ, નરા, નજભલ, ધુહળ, ભૂહળ, જગબલ, જેતા, પોપરિયા, નરદેવ, લૂણલ, જાજલિયા, પાલિયા, લોમા, લુધડ, કાગડા, ઈસડા, હેઠોળા, ઘેલડા, રજવેઠ, માલિયા, ગોયલ, સોઢા, સુઘા, સોસટ, ચૂડા, લમદેવા, લમદિયા, રાણંદ, મોઢા, રવાઈ, રાપાવ, બાલદિયા, મલાણા, ઈશ્વરા, ઈશરપોત્રા, કેહરા, ગોહેલા, ધુધડ, જગભલ, જાસંગ, જાસીલ, જળપસા, જોગા, દેનલ, ઘોવડા, નડિયારા, રાણીંગ, નાગૈયા, નાંધૂ, નેસડા, પંચાલ, નાધંણ, પંચાળ, બુચડા, બારાગી, બેધડા વગેરે.

અવસુરા શાખામાં ૫૬ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૭૨ થઈ છે. જેમા સામોરસુ, વણસુર, બુધશી, સાંસી, માલકા, ચાંચડા, બંકા, દેવકા, મોડ, પંગર, ગીયડ, ભોજ, સગોહર, દાસ, પેથા, મહેરાણા, મૂળરવ, ખાત્રા, ખેરા, ગોગડા, સુસંડળા, ધૂળા, પાટોળિયા, ગોલ, નાગિયા, મોખૂ, દરંગા, લાળસ, પિંગૂઠ, બળદા, આસિયા, કનુઆ, દેવળગ, હોના, સોલખા, કુના, કુવાર, સાસી, સાજગા, નાગલાણી, આપજડ, આસપાલ, ઓગળ, ઓલવેગડા, કવડિયા, દેવલ, સાંભલા, સુહુ, પટોળા, જળિયા, જલિયા, સુમંગ, સુવા, પસિયા, મોખા, વણસિયા, સઓગર, મોખિયા, મોહળ, અવસુરા, ભુવા, ભોર, ગોદલા, જશગાર, ઝંઝાર, માણુ, માલણ, માલગા, લાલા, લુણીયા, કિનીયા, કુંવરિયા, ગેદડા, દાંગા, ખડાયચા, રતન, ખાંડળા, રેટ, ખૂખડ વગેરે.

ચોરાડા શાખામાં ૭૨ થી ૭૩ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૧૦૧ થઈ છે. જેમા ચોરાડા, અનુવા, મૂંધા, આંબા, લાંબા, ચંડ, ચીબા, માલકોશ, લોપુ, ખડિયા, મેમ્લ, કવિયા, ઘમ્મળા, ધીંગડમલ, તેજા, રાણા, પડિયાર, ગોરિયા, હુતલ્ર, દેવંગડા, ભોજા, ગોરા, ભાકવીર, ગડદિયા,

સનપર, વળી, રેરાઈ, કાપડી, કવલ્ર, ચાય, લૂણલ, વણસી, કાંટા, વીકલ, કવલ, વળગામા, સાખડા, નેસડા, અળદિયા, ગળદિયા, જોગરા, અડિયા, આચલ, આલુવા, કવિયા, કાસ, કોલવા, કોલુ, ખેડા, ખોડ, ખૈયા, ખીમતેજ, ગીયડ, ગાગલ, ચાખલા, જાયા, જાસા, જોગવીર, જુવિયા, ડોડ, ડોંડિયા, તામ, થહેડ, દાદ, દેવત, દેપાવત, દેવસુર, દેવગંડા, દોંસિયા, ધામળા, ધોળી, ધોડિયા, ધીયડ, નાગૂ, નાસિયા, પડિયાર, પાયા, પાસિયા, ભડ, બોજગ, મૂળરાજ, માલા, મહુવા, રાજીયા, લોયાળ, લોલિયા, લભવા, લુણભા, લુણંગ, વજમલ, વજીયા, વણભા, વરણસી, વાધલા, વાલિયા, વાનરા, વાનરિયા, વસિયા, વીકા, વીશળા, વીસળ, સડા, સમા, સરા, સીંગહર, સાદૈયા, હાદા, સાંખડા ધમળ વગેરે.

મારુ શાખામાં ૬૦ થી ૬૪ પેટાશાખાઓ છે. જેમા ચાંચડિયા, જોખમડા, અલપડા, એરાયત, ઘૂઘરિયા, સોહરિયા, બાગરા, ધરેટ, રસોયા, વાધિયા, દેથા, કામોધા, કાયપલ, રાંટા, ભેરટિયા, બેહડિયા, આલા, લધુ, લોયણ, ગોલણ, મોકળ, ભજંગ, નારુ, સોદા, કોયર, પાલા, સોમટિયા, ઊંટા, આભમાળ, ઉભમાળ, ઉકકન, ઘોઘરા, ગાંગચ, ચંદણભુવા, ચાંચપડા, દાંતી, પાલાવત, ભડમાલા, ભારમલ, ભાકુ, ભલક, મારુ, મેળમલા, રાંટા, વીકસિયા, વાર્સીગ, વડીયાલ, સીરાયરા, શીગલા, સુધા, સતિયા, શોભતા, સુરતાણીયા, સવઈ, સાઈ, સુકરિયા, ખુમડિયા વગેરે.

ચુવા શાખામાં ૪૪ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૬૩ થઈ છે. જેમા કાજા, ચહુવા, આલગા, ઘાટી, લાંગડિયા, કુંવારિયા, મુંજડા, છાછડા, મામ, ધાનિયા, મહાતંગ, અરડુ, સુમગ, ઝૂલા, જણિયા, વીંઝવા, વાગિયા, ધાયા, નાયા, રાજવળા, વરસડા, ગાંગડિયા, ચાટકા, રાજા,

ખૂસટાયા, ગોડ, ખૂબડિયા, સોમાણિયા, ગવાદ, ગોઢ, સાબા, અભય, ઉમૈયા, એસુ, કળંગ, કાજા, કીકડા, કેરવા, ગવાદ, ગાગિયા, ગીડા, ગીગા, ધોડા, ચાટકા, છાંયા, ઝણિયા, જયા, ધાનોયા, નાગદેવ, જાયા, ત્રવીયા, બડા, ભોળા, ભાયકા, મલકા, માણેક, મોણકવ, મેમ, મેણંગ, માતકા, માલિયા, રાજા, વાલા, વીરમ, વીરડા, વીરવૈજયા, સાંપાકી, સબર, સતાલ, સિયાલ, સોરિયા વગેરે.

બાટી શાખામાં ૨૯ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૩૩ થઈ છે.જેમા વેવડા, રતડા, બાટી, ખાખવા, શિરન્ન, વળે, ભૂંડ, જાજૂ, પાંચાલિયા, વોહળિયા, ભાટ, સેલંગડા, ગાડણ, ને, મેંદલ, પીઠળિયા, બુધરામ, બધા, ભાસિયા, ભેવલિયા, મેર, મેધા, રણા, સીડા, સવડા, સિંહ, નાડ, ધાનૈયા, ધોમા, અના, કાળિયા, જોટા, ડેર, ધર્માણી વગેરે.

તુંબેલ શાખામાં ૧૩ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૫૨ થઈ છે. જેમા કાગ, રાગ, ગૂંગડા, ધાનડા, ભીંડા, બુઢડા, મવર-મોડ, રુડાયચ, ભાગચુન, સેડા, ગંઢ, વ્રેમલ, મુન વગેરે. ૧૩ શાખાઓમાથી પેટાશાખાઓ થઈ જેમાં હારિયા, ગુજરિયા, જામ, ધારણ, ધાંધૂડિયા,ભલા, ભિડાયચ, મંધરિયા, સિંધિયા, વીરમલ, વેરા, વણરા, સંધડિયા, સાઈસરાણ, ગાનડા, ધાના, ધુધુ, બુઢડા, બુડયાચા, જીવિયા, દેવાણી, લાખાણી, ભારાણી, મેઘાણી, વિઘાણી, ખેતસીયાણી, સુમત, ધુપ, સાગર, મંધ્રિયા, કારાણી, કમાણી, કાનાલી, ભોજાણી, ભુવા, રવાણી, વીહળપુરી, રાજસીયાણી, માલમ, સંત આમ તેમની કુલ ૫૨ જેટલી શાખાઓ થઈ.

વાચા શાખામાં ૧૬ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૨૪ થઈ છે. જેમા

સન્નીયા, મૈગા, ગાંગ, લાલા, મૂંગા, વાચા, સાંદૂ, વળેસાય, વમોળસી, આઢા, વડિયાળ, ધનિયા, ભાન, મહિયા, મોળસા, જામ, વેગડા, સિંહડ, સાનૈયૈ, કાનિયા, ધારાણી, ડોસાણઈ, બુધીયા, મેહા વગેરે.

મીસણ શાખામાં ૧૨ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૧૮ થઈ છે. જેમા મિસણ, કુંચાળા, લાંગાવદરા, શેષમાં, મેશ, ગેલવા, તમર, આધુડિયા, કાનલ, કાળીદ, ડેમાળ, તોહરિયા, મેસમા, મંગુ, મોઢેરિયા, મોહણિયા, લાંગા, શેષમા  વગેરે.

ઠાકરીયા શાખામાં ૨૪ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૨૭ થઈ છે. જેમા ટાહા, ખેતા, અમોતિયા, વીંઝવડા, કટારિયા, સાપખંડ, ઠાકરીઆ, કોલવા, રવિયા, રોહડા, ગોધા, બાલુવા, લુધૂધ, ગરા, હોઈફા, બાંડવા, સાઉ, થરકના, હોન, માલદે, ધૂધ, ફુનિયા, ફોલવા, બાવળા, માધવ, મરકાના, સપાત્રા, સાપખડા, હુના, હોયા વગેરે.

જાખલા શાખામાં ૩૬ પેટાશાખાઓ છે. જેમા મેસૂરા, ખળેળ, જાખલા, જમાળ, ખરેડ, મહીસુર વગેરે.

બુઢાયચ શાખામાં ૧૪ પેટાશાખાઓ છે. જેમા ઉધાસ, ઉઢાસ, ગાંગડા, ગુઢડા, માલેધા, સોભગંસી, બુઢાયચ વગેરે

ટાપરીયા શાખામાં ૧૩ પેટાશાખાઓ છે. જેમા સૂડા, રેઢ, છાછલા, મૂંજા, જાખા, ચાડપહી, ટાપરિયા, નાગચૂડ, નેત્રમા, અતલ્ર, ચાંપડ, છાછવા, રતુડો, શશિયાળ, હોથીડા, સેડા  વગેરે.

ભાંચળીયા શાખામા ૧૦ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૨૬ થઈ છે.

જેમા સિહઢાયચ, ભાંચળિયા, વાસંગ, હી, ભાયલા, ચૂડા, ચડિયા, ભાદલ્ર, સામરણી, વિસાણી, વજીયા, સાંપલ, મસુરા, વાસંગરી, ઉજળા, ચાંચડા, ચાંચડિયા, ડેડર, બહુનામા, ભાદા, ભાદળ, મજેઠિયા, માંઝા, ભચલા, વાજરી, વાળિયા, રાજસીયાણી, જામોતર  વગેરે.

નૈયા શાખામાં ૧૬ પેટાશાખાઓ છે. જેમા વાધિયા, બળદા, નૈયા, ટાલિયા, કુંવારિયા, અનાલા, થાંભા, દાદી, ધનડા, બાલિયા, માંકડડા, મોભિયા, માલરવ, વેળાભડ  વગેરે.

ધાંધણીયા શાખામાં ૧૭ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૨૨ થઈ છે. જેમા વાવડા, રવશી, ઊમટ, ધાંધણિયા, ચારણિયા, જેઠી, રવઘરા, રાદલ, અનેકવલ, અમટ, ગોગટ, મધુડા, મોઢા, માલવિયા, મોકસ, મોહના, ભાગડા, તુરિયા, થીરિયા, રવનાગ, સુમડા, આલા વગેરે.

રોહડિયા શાખામાં ૧૩ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતાં તેની સંખ્યા ૨૧ થઈ છે. જેમા શામળ, જાદવ, પાતંગ, મોકસ, વિદુ, કરઢેયા, રોહડિયા, ગૂંગા, કળહઠ્ઠ, સોગણ, હાહન્ન, ભાટી, પાત્રોડ, કરટિયા, કળોદ, ધીરણ, ધૂના, પાવોડ, પાત્રગણ, વીહુ, હાહણિયા વગેરે.

કૂનડા શાખામાં ૧૩ પેટાશાખાઓ છે. જેમા કુનડા, વીજલ વગેરે.

લાદીત શાખામાં ૬ પેટાશાખાઓ છે. જેમા લાદીત, લીલા, કારિયા, ભોળપસા વગેરે.

આસણિયા શાખામાં ૧૭ પેટાશાખાઓ છે. જેમા આસણિયા વગેરે.

રત્નુ શાખામાં ૧૦ પેટાશાખાઓ છે. જેમા રત્નુ, ધૂહડ, ચાંદા, ભરમા, ભેરુડા, ભોલા, ભલા, લાલા, ચીબા વગેરે.

મહેડુ-કેશરીયા શાખામાંથી ૧૩ પેટાશાખાઓ છે. પાછળથી તેમાં ઉમેરો થતા તેની સંખ્યા ૧૫ થઈ છે. જેમા મહેડુ, મૈયારિયા, કેશરિયા, સાખરા, રેણંગ, મોખૂ, જીવા, ધર, બાંદિયા, ચાંચગડા, મોહલ્લ, સોહલ્લા, આમટ, જીવધરા, જોટ, માદિયા, મોકલા વગેરે.

માદા ૧૨ પેટાશાખાઓ છે. જેમા કારિયા, માદા વગેરે.

આમ ૨૩ શાખાઓમાંથી કોઈ પિતાના નામ પરથી, ગામ કે પ્રદેશમાં નિવાસ કરવાના કારણે, કોઈ વિશિષ્ટ કામ કે પરાક્રમ કરવાના કારણે કે કોઈ વિશેષ આવડતના કારણે અસ્તિત્વમાં આવી અને વધતી ગઈ જેની સંખ્યા અત્યારે ૫૦૦ થી ૬૦૦ થવા આવી છે.

## ભૌગોલિક વિસ્તાર

પિંગળની પરંપરામાં ચારણોને શિવના ગણોનું સ્થાન મળ્યું. દક્ષના યજ્ઞમાં શિવ અને પાર્વતીના ભયંકર અપમાન નિમિત્તે દક્ષના યજ્ઞનો નાશ કરવા અને પાર્વતીનું રક્ષણ કરવા સામે શિવે ચારણ ગણોને મૃત્યુલોકમાં જન્મ લેવાનો આદેશ આપ્યો અને ચારણો શિવલોકમાંથી મૃત્યુલોકમાં અવતાર પામ્યા. મૃત્યુલોક સ્વીકારીને હિમાલયની કંદરાઓમાં કિરતારની ઉપાસના કરતાં ચારણોને મનુભગવાનની અઢારમી પેઢીએ પૃથુરાજા પૃથ્વીના આંગણામાં ઉતારી લાવ્યા. ચારણ જાતિનું મૂળ નિવાસસ્થાન હિમાલયના પહાડો, એ પહાડોમાં રહેતા ચારણો ત્યાંથી પ્રસરીને પૃથ્વી પરના બીજા અનેક સ્થળોએ જુદા જુદા ખંડોમાં પવિત્ર નદીઓના કિનારાઓ ઉપર, સમુદ્ર પારના દ્વીપોમાં, પર્વતોની તળેટીઓમાં, પવિત્ર વનોમાં, ઋષિમુનીઓનું

જીવન ગુજારતા હતાં. તેઓ આશ્રમો બાંધીને રહેતા તેવા ઉલ્લેખો અનેક શાસ્ત્રોમાં મળી આવે છે. હિમાલયના પહાડોમાં રહેનારા એ ચારણો ખાસ કરીને સાતશુંગ પર્વત તથા બીજા પર્વતોમાં રહેતા. હિમાલયમાંથી આવીને પછી તેમનું તૈલંગમાંથી માલવામાં, કચ્છમાં, થરપાકરમાં, સૌરાષ્ટ્રમાં, સિંઘ, ગુજરાત અને રાજપૂતાનામાં વસવાટ કર્યો. જુદા જુદા પહાડોની નજીક રહેનારા ચારણોના જુદા જુદા સાત જુથો-કુળો હતાં.

૧ નરાકુળ - જે નરનારાયણના પહાડ પાસે રહેતું.

૨ અવસુરાકુળ - જે નરાઓની બહુ નજીકમાં રહેતું. આ બંને કુળો વચ્ચે જ અરસપરસ લગ્ન થતા. એ બંનેનું બનેલું જુથ નરા પહાડો કહેવાતો અને અવસુરાઓ નરાની ચાળ અથવા તેમની નજીકના સંલગ્ન કહેવાતા. એ બંનેનો એક પહાડો અથવા જૂથ ગણાતું.

૩ ચહુંવાકુળ - જે ચહુંવા નામના પહાડ પાસે રહેતું.

૪ બાટીકુળ - જે ચહુંવાની બાજુમાં જ રહેતું. આ બંને કુળો વચ્ચે ખૂબ ઘનિષ્ટતા હતી. એ બંને કુળો વચ્ચે જ ઘણું ખરુ અરસપરસ લગ્ન થતાં. એ બંનેનું જૂથ ચહુંવા પહાડો કહેવાતું અને બાટીઓ ચહુંવાની ચાળ એટલે તેમને સંલગ્ન કહેવાતા. એ બંને મળીને બીજો પહાડો ગણાતો.

૫ ચોરાડાકુળ - જે ચઉરાટ નામના પહાડ પાસે રહેતું.

૬ મારુકુળ - જે ચોરાડાની નજીકમાં જ રહેતા. આ બંને કુળવાળા વચ્ચે ઘનિષ્ટ સંબંધ અને પરસ્પર લગ્ન થતાં ને મારુકુળવાળા ચોરાડાઓની ચાળ એટલે તેમને સંલગ્ન કહેવાતા. એ બંને મળીને ત્રીજો પહાડો

અથવા જૂથ ગણાતું.

૭ તુંબેલકુળ - જે નરાઓના પહાડની પાસે જ રહેતું. એમની કોઈ ચાળ ન હતી અને લગ્ન વ્યવહાર બીજા બધા કુળો સાથે થતો. એમનો અર્ધ પહાડો કહેવાતો. એ સાતકુળમાં અરસપરસ લગ્ન વ્યવહાર થતો. સાધારણ રીતે તેઓ પોતાના ચાળવાળાઓ  સાથે જ લગ્ન સંબંધ બાંધતા.

તુંબેલકુળની કાગ શાખાવાળા ભાવનગરના સોડવદરી , સાલાંલી, કચ્છમાં ને બારાડીમાં વસે છે.

રાગ શાખવાળા કચ્છ, બારાડીમાં વસે છે.

ગૂંગડા શાખવાળા કચ્છ અને બારાડીના ઘણા ગામોમાં વસે છે.

ધાનડા શાખવાળા કચ્છ, બારાડી, ગીર, મહેસાણા અને સાબરકાંઠામાં વસે છે.

ભીંડા શાખવાળા કચ્છ, બારાડીમાં વસે છે.

બુઢડા શાખવાળા સૌરાષ્ટ્ર બારાડી, ભાવનગરમાં વસે છે.

મવર-મોડ શાખવાળા કચ્છ અને જુનાગઢમાં રહે છે.

રુડાયચ શાખવાળા બારાડી અને કચ્છમાં રહે છે.

ભાગયુન શાખવાળા બરાડી અને કચ્છમાં રહે છે.

સેડા શાખવાળા કચ્છ તથા બારાડીના ગામોમાં રહે છે.

ગઢ શાખવાળા કચ્છમાં નાની સાભરાઈ અને બારાજીમાં વેજલપુરમાં રહે છે.વ્રેમલ શાખવાળા જામનગર, ખંભાળિયા અને કચ્છમાં રહે છે.

મુન શાખવાલા કચ્છ તથા બારાડીમાં વસે છે.

હારિયા શાખવાળા કચ્છમાં પાંચોડિયા, ભાડા, કાકડા, કોડાય, માટા ભાડિયા, નવેવાર ગામમાં રહે છે.

ગુજરિયા શાખવાળા જામનગરના બારાડી તથા જૂનાગઢના ગીરમાં રહે છે.

જામ શાખવાળા કચ્છમાં રહે છે.

ધારણ શાખવાળા કચ્છમાં રહે છે.

ધાંધૂડિયા શાખવાળા કચ્છમાં વેવાર ગામમાં રહે છે.

ભલા શાખવાળા કચ્છમાં રહે છે.

ભિડાયચ શાખવાળા કચ્છ તથા બારાડીમાં વસે છે.

મંઘરિયા શાખવાલા કચ્છ તથા બારાડીમાં વસે છે.

સિંધિયા શાખવાળા સૌરાષ્ટ્ર અને કચ્છમાં રહે છે.

## સૃષ્ટિસર્જનની કલ્પના

બધે જ જળબંબાકાર હતું. એક દિવસ શકિતને આવ્યો ઉમંગ તેથી આદ્યાશકિતએ નરા નામના ચારણને પહેલા ઉત્પન્ન કર્યો. શકિતએ મુખારવિંદથી ચારણની સાક્ષીમાં બ્રહ્માં, વિષ્ણુ અને મહેશને ઉત્પન્ન કર્યા. શકિતએ બ્રહ્માને કીધું કે તું મારી સાથે લગ્ન કર. બ્રહ્માએ શકિતને કીધું કે મને પેદા કોને કર્યો? તમે.

તેથી તમે મારા મા કહેવાવો. મારાથી તમારી સાથે લગ્ન ના કરાય. તેથી તેમને બાળી દીધા. વિષ્ણુને પણ એવી જ રીતે બાળી દીધા. શંકરને પણ આ રીતે કીધું તેથી ચારણે કીધું કે મા સાથે કેવી રીતે વરાય? શંકરે શકિતને કીધું કે તમે ૨૧ વખત આગમાં સ્નાન કરો તો હું તમારી સાથે લગ્ન કરુ. શકિતએ ૨૧ વાર સ્નાન કર્યુ. ૨૧ વાર સ્નાન કરતાં કરતાં તેઓ પા રતી જેટલા રહ્યાં તેથી તેમનું નામ પાર્વતી પડયું અને શંકરે તેમની સાથે લગ્ન કર્યા. ચારણના લગ્ન નાગકન્યા સાથે મા શકિતએ કરાવી આપ્યા. ચારણો નવકોટી નાગકન્યાઓને વર્યા. પાતાળના શેષનાગને અમારા ધરડા બાપુની ઉપમા આપી. શંકરને દાદાની ઉપમા આપી. શંકરે શકિતને બ્રહ્મા અને વિષ્ણુને સજીવન કરવા કહ્યું, તેથી શકિતએ તેમને સજીવન કર્યા. બ્રહ્માએ સૃષ્ટિની રચના કરી. મેઘ, આકાશ, સુર્ય, ધરતી એ રીતે બ્રહ્માએ તેર પેઢી રચી.

## સમાજનો પોતાના ખ્યાલ પ્રમાણેનો ઈતિહાસ

ચારણ સમાજનો ઈતિહાસ ખૂબજ મહિમાવંત અને ગૌરવપ્રદ રહ્યો છે. છેક વેદકાળથી આરંભીને સાંપ્રત સમય સુધીની વિગતોને વિહંગાવલોકન દષ્ટિએ તપાસીએ તો પ્રતિતી થાય છે કે, અરણ્યમાં રહીને વેદની ઋચાઓનું ગાન કરનાર ચારણ ઋષિમુનિઓને સમાજે દેવ તરીકે પૂજયો છે. વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત, પદમપુરાણ, શિવપુરાણ, વિષ્ણુપુરાણ, ગણેશપુરાણ, સ્કંદપુરાણ, શ્રીમદભાગવત, જૈનધર્મગ્રંથો અને આગમોના પ્રશિષ્ટગ્રંથો અને ઐતિહાસિક ગ્રંથોમાં ચારણોની વાત કરવામાં આવી છે. ત્યાં ચારણોને વિશિષ્ટ ગુણ સંપન્ન અને ભકિતભાવનાયુકત દર્શાવવામાં આવ્યા છે. એ સમયમાં ચારણો

ત્રિલોકમાં વિરહનારા જણાય છે.

**ચારણોની ઉત્પત્તિ**

એક દિવસ ભગવાન શ્રી મહાદેવજી અને ઉમિયાંજી કૈલાસમાં બેઠાં હતાં, અને બ્રહ્મજ્ઞાનની વાતો કરતાં હતાં. ત્યાં પોઠિયે આવીને મહાદેવજીને કહ્યું કે પ્રભુ આ માતાજીના સિંહે મને પંજો મારીને લોહી લોહાન કરી મેલ્યો છે. બીજી બાજુથી સિંહે આવીને કહ્યું કે જુવો માતાજી આ પોઠિયો મને શીંગડા મારે છે, મારા સામે ખડતારે છે અને ત્રાડુ મારે છે. ઉંદરે આવીને રાવ કરી જુવો આ સર્પ મને ખાઈ જવા માગે છે, સર્પે કહ્યું આ મોર મને ચાંચુ મારે છે. અને વાતેય સાચી, આ બધાને બાપે માર્યા વેર. આ સાંભળી મહાદેવજીએ ઉમાજીને કહ્યું દેવી, આ હંમેશના કલેશથી હું કંટાળી ગયો છું આ ઝગડો મટે એવું કાંઈક કરો, નહિતર હું અઘોર વનમાં તપ કરવાને હાલ્યો જઈશ. જગદંબાએ મનમાં વિચાર્યું મહાદેવજી વૈરાગી તો છે જ તે હિમાલય ઉપર હાલ્યા જશે તો કોણ જાણે કેટલે વર્ષે આવે એ નકકી નહી. અને આ બધી માથાકુટ મારે એકને માથે આવી પડશે, માટે આ બધાં વિપરીત સ્વભાવવાળાને સારી રીતે સાચવે, સમજાવે, સંભાળે, પંપાળે, અને ડરાવે એવો એક દૈવી શકિતવાળો પુત્ર ઉત્પન્ન કરું એવો વિચાર માં ઉમીયાને આવ્યો. ઉમીયાજીએ પોતાના અંગમાથી એક તેજસ્વી પુત્ર ઉત્પન્ન કર્યો, તેનું નામ ચારણદેવ રાખ્યું. આ ચારણદેવ, ભગવાન શંકરનો દીકરો, માં ઉમીયાજીયે પોતાના શ્રી અંગમાથી ઉત્પન્ન કરેલો, તેને પાતાળના રાજા શેષનાગની મોટી દીકરી આધશકિત, મા આવડ સાથે પરણાવ્યો. બંને મોટા દેવના સંતાન એમનું જીવન

પવિત્ર અને નિર્વિકારી હતું, છતાં સૃષ્ટિના સર્જનહાર પરમાત્માને, એક નવું સર્જન કરી દુનિયાના બધા સમાજને સાહિત્ય, કાવ્ય, કવિતા દ્વારા શૂરવીરતા, દાતારી, ભકિત અને ધર્મનો સદ્‌બોધ આપે એવી એક દૈવી જ્ઞાતિ ચારણોનું સર્જન કરવું હતું. તેથી આઈ આવડને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને શેષનાગે એક એક પુત્રનું વરદાન આપ્યું, તેથી આવડ માતાજીને ત્યાં ચાર પુત્રોનો જન્મ થયો તેના આ દુહા છે :

આદ નરો ઇશ્વર હરો, વિષ્ણુ ચોરાડો કિધ્ધ,
સવો બ્રહ્માએ સમપીયો, પહાડ ત્રણે પ્રસિધ્ધ
તુંબરુ શેષનાગે દીયો, શુરવીર બડો સુજાન
સાડા તીન પહાડ મહીં, બહાદુર ઔર બલવાન

આધશકિત આવડમાને ત્યાં પાંડવોની જેમ દેવોના વરદાનથી ચાર પુત્રોનો જન્મ થયેલો તેથી જ પ્રાચીન યુગથી ચારણો દેવ કહેવાય છે, દેવીપુત્રો પણ કહેવાય છે. ભાવનગર રાજય કવિ શ્રી પીગંળશી પાતાભાઈએ એક સવૈયામાં કહ્યું છે કે -

ચારન કિર્તી પ્રસારણ ચારણ, ચારન મંડન દેવ સભાકા
ક્ષત્રિકો કાર્ય સુધારન ચારન, ચારન આત્મજ શૈલ સુતાકા
ચારન ધારન નીતિ સદા ઉર, ચારન મે ગુણ શ્રેષ્ઠ ક્ષમાકા
ચારન પિંગલ શાસ્ત્ર પઢે અરુ, ચારન બોલ અડોલ સુધાકા

ચારણોનો વ્યવસાય શું? પરમાત્માના ગુણ ગાવા અને ગવરાવવા, ભકિત કરવી અને કરાવવી, ધર્મનું

રક્ષણ કરવું અને કરાવવું, પાપનો નાશ કરવો અને કરાવવો, નીતિ રીતી પાળવી અને પળાવવી તથા ક્ષત્રિયોને ધર્મને માર્ગે ચડાવવા, અને એની કીર્તિ કરવી. સૌ પહેલા પૃથુરાજા દેવલોકમાંથી ચારણોને મૃત્યુલોકમાં લાવ્યા તેને તૈલંગ દેશ આપ્યો ત્યાંથી ચારણો ગઢવાસમાં વસ્યા એટલે તે ગઢવી કહેવાયા. આવી રીતે દેવલોકમાંથી આવી, મૃત્યુલોકમાં ચારણો સ્થિર અને વિસ્તૃત થયા. ચારણો અહિંસક છે, છતાં દેશ, ધર્મ, ગાય, બ્રાહ્મણ અને બેન બેટીના રક્ષણ માટે રાજા પ્રજાને પોતાની વાણીથી અને વાક્ય બાણોથી ઉશ્કેરી વિધર્મીઓ સામે બંડ ઉઠાવે છે. યુધ્ધ કરાવે છે જરૂર પડે તો પોતે પણ પ્રાણની આહુતિ આપે છે. ચારણો ધર્મે અહિંસક છે, ચારણ દેવ છે, અને પવિત્ર છે, તેથી ચારણો કદી દારુ માંસ ગ્રહણ કરી શકે નહી કારણ કે મહાદેવના પૌત્ર છે. શેષનાગના દોહીત્ર છે. આદિ આવડ આઈથી જન્મેલ છે. અને અહીનાગના ભાણેજ છે, તેનો પ્રાચીન દુહો છે.

ચારન શંકર પૌત્ર હે, આવડ જાયા એજ
શેષ તણા દોહીત્ર હે, ભોરીગરા ભાણેજ

આવડ માતાજીને વરદાનથી ચાર પુત્રો થયાઃ નરો, ચોરાડો, સવો તથા તુંબરુ. ત્યાર પછી એનો સમય પુરો થઈ જતાં માતાજીએ પોતાને મુળ સ્થાને જવાનું થતાં આ ચારેય પુત્રોને આદી મહાશકિત ઉમીયાજીને સોંપ્યા તેનો આ પ્રાચીન દુહો છે.

શકિત કો સુત સોંપ કર આવડ ગયે નિજવાસ
યહ બીધી ચારણ ઉત્પત્તિ, પ્રગમ હોત કૈલાસ

ચારન સે ચારન ભયા, દેવ કુલ દરસાય
કરત સ્તુતિ કીરતાર કી, બસત પહાડા માંય

પછી માં પાર્વતીજીએ આ ચારેય પુત્રોને સરસ્વતી દેવીને સોંપ્યા અને કહ્યું હે સરસ્વતિ આ દેવી પુત્રોને તમે વેદ, વેદાન્ત, શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો પુરાણોનું એના લોહીમાં સીંચન કરી દો. જેથી એને બહુ અભ્યાસની જરૂર પડે નહી અને વગર અભ્યાસે પણ વિદ્વાન બને હું પણ એને એવી જ આશિષ આપું છું. મા ભગવતીની આજ્ઞાથી સરસ્વતીએ ચારણપુત્રોને સર્વ દૈવી વિધાનું પાન કરાવી એના લોહીના રજકણોમાં અલૌકિક રીતે જ્ઞાન વિજ્ઞાન નસેનસમાં વહેતું કરી દીધું ત્યારથી  ચારણો સરસ્વતી પુત્રો પણ કહેવાય છે. એક દિવસ માં ભવાની ચારણ પુત્રોની પરીક્ષા કરવા આવ્યાં એણે પુછયું કે બેટાઓ તમે કોના દીકરા? તમારા માતા કોણ? અને તમારી જ્ઞાતિ કઈ તે કહેશો? એટલે મોટો દીકરો નરો બોલ્યો.

શંકર સુત કે સુ તન હમ, શેષ સુતા હમ માત
પખાં બેઉ ઉજવળ પ્રબળ, હમ ચારણ કહલાત

ઉમીયાજી એ બીજો પ્રશ્ન પુછયો બેટાઓ તમે તમારી ઉત્પત્તિ જાણો છો? તમારું સ્થાન શું  ? એટલે બીજો  દીકરો ચોરાડો બોલ્યો

દેવી સે ઉત્પન્ન હુવે, પીયે દેવી પય પાન
સુર અસુર નર નાગમે, ચારન મુકુટ સમાન

ઉમીયાજી એ ત્રીજો પ્રશ્ન પુછયો, બેટાઓ તમે કોનુ આરાધન કરો છો ? તમારા આધ્ય દેવ કોણ ?

એ કહેશો ? એટલે ત્રીજો દીકરો સવો બોલ્યો

માં માતા, માં છે પિતા, અમણો માં આધાર
માં અમ, જીવન મંત્ર છે, માં સઘળો સંસાર

સવે કહ્યું માતાજી, શબરીની દુનિયા તો બે અક્ષરની હતી, અને અમારી દુનિયા એક જ અક્ષરની છે. અને તે એક અક્ષર છે મા. મા અમારો જીવન મંત્ર એકાક્ષરી છે. માં અમે તમારું જ આરાધન કરીએ છીએ માં. આ સાંભળી માતાજીના હર્ષનો પાર રહ્યો નહી અને બોલ્યાં બેટાઓ હવે તમને એક છેલ્લો પ્રશ્ન પુછી લઉં, હે દેવી બાળકો, તમારો ધર્મ શું ? એટલે ચોથો દીકરો તુંબરો બોલ્યો.

અહીંસા અમણો સત ધરમ, અણખપસૂરા અખાજ
પરનીંદ, પરધન, પરસ્ત્રીયા, એતાં અમુ અગ્રાજ

આ સાંભળી જગદંબા માં ભવાની ખુબ પ્રસન્ન થયાં અને કહ્યું ધન્ય છે, ધન્ય છે દેવી પુત્રો માગો એટલે આ ચારણ પુત્રોએ કહ્યું હે જગત જનની પ્રસન્ન થયાં હો તો આટલા વાના આપો.

સતવાણી, સતકર્મ ધર્મ, સતયશ, વિજય સુખ્યાત
સંપત લાજ, સંસ્કાર સંપ, દત, ભકત, શુર દે માત

આ સાંભળી તેઓ બોલ્યા તથાસ્તુ બેટાઓ તમોને, મારા અંતરના અનંત આશિર્વાદ છે, જયાં સુધી તમો નીતિ રીતી અને દૈવી આચાર વિચાર રાખશો, ત્યાં સુધી તમોએ જે માગ્યું છે તે બધું તમારા વંશ પરંપરાગત રહેશે, આ મારું વચન છે.

તેજ વખતે ત્યાં સદાશિવ પધાર્યા તેણે કહ્યું હે દેવી, તમે આ ચારણ પુત્રોની ચિંતા ના કરો, એણે તમારાં પયોધનમાં સર્વ દૈવી વિદ્યાનું પાન કરી લીધું છે તેથી તે સર્વ શકિતમાન અને વિશ્વ વંદનીય થશે, અને દૈવી ગુણો એના લોહીમાં કાયમ રહેશે, અને ઓછું ભણેલા પણ વિદ્વાન થશે, કારણ કે,

જેની જીભેં વસે જોગણી, ભાંખે અગમરા ભેદ
ઈ ચારણ ચારેય વેદ, વણ પઢયા વાતુ કરે
માટે
ચારણ રણક લર નહી, ચારણ રણ છે ચાર
દાંતા, ભકતાં, શુરવીરાં, સતિયા રણ છે ચાર

પિંગળ અને આવડીથી અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગીરા નામના ચાર પુત્રો થયા. ચારણના સાડા ત્રણ પહાડાના મુખ્ય પુરુષો તે આ ચારેય છે. પિંગળને માં પાર્વતી તરફથી મળેલ આશિષ, મત્સ્ય ભગવાન તરફથી મળેલ વેદ સત્વ, નાગ દ્રારા મળેલ કાવ્ય શાસ્ત્ર આમ સર્વ ગુણ સંપન્ન ચારણને બ્રહ્માએ આપેલ સૃષ્ટિના નિયમોના કાર્ય માટે વિચાર આવતા ચારેય પુત્રોને સમજાવી કાર્યારંભ કરાવે છે.

અગ્નિએ પ્રાણી, પદાર્થ, આત્મા, પરમાત્મા સંબંધે ૧૦૫૫૨ ચરણની રચના કરી જેને જગત ઋગ્વેદ ના નામથી ઓળખે છે.

વાયુએ જીવોના કર્મ સંબંધી ૧૯૭૫ ચરણની રચના કરી જેને જગત યર્જુવેદ ના નામથી ઓળખે છે.

આદિત્યએ કુદરતની પૂજા અર્ચના સંબંધી ૧૮૭૫ ચરણની રચના કરી જેને જગત સામવેદ ના

નામથી ઓળખે છે.

અંગીરાએ વિજ્ઞાન સંબંધી ૫૯૭૭ ચરણની રચના કરી જેને જગત અથર્વવેદ ના નામથી ઓળખે છે.

કાર્ય પૂર્ણ થતાં પિંગળ ચારેય પુત્રોને લઇને બ્રહ્માજી પાસે જઈ એક પછી એક રચનાઓ સંભળાવે છે ત્યારે બ્રહ્માજી કહે છે કે સર્વ પ્રથમ કાવ્ય ચરણ રચનાર પરિવારને આજથી જગત ચારણ તરીખે ઓળખશે અને તે પરિવારનું કોઈ પણ વાક્ય વેદ સમાન જ ગણાશે.

ચારણ વરણ ચાર વર્ણથી બહાર છે. દેવસર્ગના તમામ દેવોમાંથી ફકત ચારણ જ સદેહે હયાત છે. જગત દેવ કહીને સંબોધે છે. ચારણ જ્ઞાતિમાં પ્રગટ થયેલ જગદંબાઓ અપરોક્ષ રીતે સૃષ્ટિના નિયમોનું પાલન કરાવે છે. જે બ્રહ્માના વરદાનને કારણે છે.

### સીમંત

છોકરી ગર્ભવતી થતા ૭ મહિને તેનું સીમંત ભરવામાં આવે છે. સીમંત રવિવાર કે મંગળવારે જ ભરવામાં આવે છે. માબાપ છોકરી માટે એક જોડી કપડાં તથા ચુંદડી, જમાઈ માટે એક જોડી કપડાં, નણંદના એક જોડી કપડાં તથા કુટુંબની બધી સ્ત્રીઓ માટે કબજા કે ચુંદડી, માતાજીના કપડાં, ૫, ૭, ૯ કે ૧૧ સોપારી તથા બે નાળિયેર, તથા કુળદેવીનો નકકી કરેલો કર (સવાપાનશેર કે સવા દશેર ચોખા)લઈ જાય છે. ખાવાનો સંપુર્ણ ખર્ચ પિયરવાળા કરે છે. પિયરવાળા પાણી સિવાય બધીજ રસોઈની સામગ્રી લઈ જાય છે.

બાથરુમમાં બાજોટ મુકી તેના પર ચોખાનો સાથીઓ કરે છે. રૂપિયો મુકી તેના પર સોપારી મુકે છે. તેના પર ગોદડી પાથરે છે. છોકરીને ઉગમણી બાજુએ બેસાડે છે. નણંદને આથમણી બાજુએ બેસાડે છે. દુધ અને પાણીથી માથું ધોઈને નવડાવે છે. દુધથી જમણી બાજુની લટ ધોવડાવે છે.

નકકી કરેલા દિવસે ૧૨ વાગ્યા પહેલા ભોજાઈ તથા નણંદને બાજોટ પર બેસાડી બંનેને કપાળે આળ કરે છે. થાળમાં સવાશેર ચોખા અને બે નાળિયેર મુકે છે. વહુને જમણા બાજુના છેડે પૈસા બાંધે છે. ચોખા તથા નાળિયેરવાળો થાળ જમણી બાજુનો છેડો ઝાલીને ઝીલે છે. આવી રીતે નણંદ ભોજાઈ પાંચ પાંચ વાર સામસામે મુકી દે છે. નણંદ ભાભીના ઓવારણા લઈ પૈસા આપે છે. આ દિવસે સવાપાનશેરની લાપસી બનાવે છે. તે લાપસીમાંથી નણંદ ભાભીને પાચ પુતા (કોળિયા) ખવડાવે છે. આ રીતે વહુ નણંદને પાંચ વાર ખવડાવે છે.

પિયરવાળા લાવેલ સામાનમાંથી દાળ દાળ, ભાત, શાક, પુરી, રોટલી, કરી, ચકતા, લાપસી માટે જે સામાન લાવ્યા હોય તે બનાવે છે. પાપડ તેમજ રમકડાં તરે છે. બધાને ખવડાવે છે.

## જન્મવિધિ

ચારણ સમાજમાં પહેલી સુવાવડ પરિસ્થિતિ મુજબ સાસરીમાં કે પિયરમાં કરાવવાનો રિવાજ છે. બાળકના જન્મના છઠ્ઠા દિવસે રાત્રે છઠ્ઠી મુકે છે. મા તેમજ બાળકને નવડાવે છે. બાળકને ચાંલ્લો કરે છે. તે દિવસે નવું લીંપણ કરે છે. પ્લાસ્ટર હોય તો પોતુ કરવામાં આવે છે. પીપળાનું પાન, કંકુ, સોય તથા

ખાટલામાં ચોખા નાંખે. પાંચ છોકરાઓને બોલાવી ગોળ ખવડાવે છે અને આ છોકરાઓ નાના બાળકને હીંચકા નાંખે છે. રાત્રે વિધાતા આવી બાળકના લેખ લખી જાય છે. બધુ સવારે લઈ લે છે. સવા મહિના સુધી પાળે છે.

સુવાવડી સ્ત્રીને વાર વાકડો જોઈને ત્રીજે, પાંચમે કે અગિયારમે દિવસે દુધથી માથું ધોઈને નવડાવે છે. ફોઈને તથા ગામવાળાને બોલાવે છે. ફોઈ રકમ તથા કપડાં લઈ આવે છે. તે દિવસે દીકરી પણ આપી દે છે આ રીતે સગાઈ પણ તે દિવસે થઈ જાય છે. ફોઈ બાળકનું નામ પાડે છે. બધાને દાળ, ભાત, શાક, લાપસી કરીને જમાડાય છે.

જે સ્ત્રીને પ્રસુતી ના થતી હોય તો એક ગીત ગવાય છે અને નીચે મુજબની વિધી કરાય છે.

કાઈ નહોતા પવન પાણી જળબંબાકાર અહંકાર
વેદવાણી મંત્રજંત્ર નહોતા વિવેક
ધર્મ કર્મ એક સુર નહોતા આકાશ ધરા
યા અલ્લા ઇલ્લા અલ્લા હુતા આપે એક

ઉપર મુજબનું ગીત ગાઈ ગમે તે એક વ્યકિત સ્નાન કરી, ચોખ્ખા કપડાં પહેરી એક પાત્રમાં ચોખ્ખું પાણી લઈ વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરી આ પાત્રનું પાણી સ્ત્રીને પીવડાવાથી જલ્દી પ્રસવ થઈ જાય છે.

રાંદલમાં અથવા બંધીસુર ભગવાનું નાળિયેર ઉમરામાં વધેરી દેવાથી સ્ત્રીને વહેલી પ્રસુતિ થઈ જાય છે.

**જરમોજારે**

સવા મહિને કુવે જળદેવતીની પૂજા કરવા જાય છે. વહુનું સીમંત ભર્યુ હોય તે નાળિયેર, ગાયનું છાણ, કંકુ, ચોખા, સવા રૂપિયો અને ખાલી બેડું લઈ જાય છે. કુવે જઈ ગાયના છાણથી વહુ લીપે છે. ચોખાનો સાથીયો કરી સવા રૂપિયો મુકે છે. કંકુ છાંટી નાળિયેર વધેરે છે. પાણીનું બેડું ભરે છે અને બાળકનું બળોતિયું પાણીથી ભીનું કરે છે. પાણીથી ભરેલુ બેડું માથે મુકી દદળતું બળોતિયું કેડમાં ખોસે છે. દદળતું બળોતિયું કેડમાં ખોસવાથી માતાના સ્તનમાં તેટલુ દૂધ આવે છે એવું તેઓ માને છે. સીમંત વખતે લાવેલા ચોખા આ દિવસે પાંચ છોકરીઓને રાંધીને ખવડાવે તેની સાથે ઘી અને ગોળ આપે છે. જન્મેલ બાળકને આ પાંચ છોકરીઓ પાંચ પાંચ વાર હીંચકા નાંખે છે.

બાળક ૬, ૮ કે ૧૨ મહિનાનું થાય ત્યારે જીયાણું કરવામાં આવે છે. તે વખતે સાસરીવાળા તેડવા આવે છે. જીયાણામાં ઘોડિયું, ગાદલુ, હાથના અને પગના ઘરેણાં, બાળકના પાંચ જોડી કપડાં, રૂમાલ તથા ખોયા આપે છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

**સગાઇ (ગોળ ખાવા)**

ચારણ સમાજમાં મોટે ભાગે મામા ફોઈમાં જ લગ્ન થાય છે. મામા ફોઈમાં જો છોકરા છોકરી ના

હોય તો બીજા ગોત્રમાં લગ્ન થાય છે. સગાઈ કરવા માટે છોકરાવાળા છોકરીના ગામે ગામના દશ માણસોને લઈ જાય છે. જે ઘેર જાય ત્યાં બે પાટલા મુકેલા હોય છે. પગ ધોવા માટે ગરમ પાણીની ડોલ મુકેલી હોય છે. એક બીજાના ખભે હાથ મુકી રામ રામ કરીને સ્વાગત કરાય છે. લાઈનમાં બેસાડી કુંવારી કન્યાના હાથે કંકુથી બધાને તિલક કરાવે છે. ગોળ ખવડાવી મો મીઠું કરાવે છે. છોકરાવાળા આવી જાય પછી છોકરીવાળા છોકરાવાળાને ત્યાં જાય છે તેને ભાણે બેસવા આવે એવું કહેવાય છે. પહેલાના જમાનામાં સાગ સીસમના ઢોલીયા ઢાળવામાં આવતા. ઢોલીયા ઢાળીને ગોળ ખાવામાં આવે છે. વર અને કન્યાપક્ષે ગોળના મોટા મોટા ટુકડાં કરી સામ સામે ખવડાવે છે. પહેલાના વખતમાં ૨૫૦ ગ્રામથી પાનસો ગ્રામ ગોળ ખાઈ જતાં. અત્યારે એક કાકરી જેટલો ખાય છે. ગોળ ખાધા પછી કન્યાપક્ષે બનાવેલ ઘંઉની લાપસી, ઘી, દળેલી ખાંડ (લાપસી ઉપર નાખવા માટે) દાળ, ભાત, શાક જમે છે.

સગાઈ કર્યા પછી સાસરીવાળા ચુંદડી ઓઢાડવા આવે છે. તેઓ પાંચ જોડી કપડાં, કટલરી સામાન, સોનાની જળ ખાસ લઈને આવે છે. આ ઉપરાંત જેને જેટલી રકમ આપવી હોય તે આપે છે. એક જોડી ભારે કપડાં આપે છે. પાનશેર ગોળ, એક જોડી ઝાંઝરી, ગળાનો હાર લાવે છે. મોટા ઘેર (દાદા) હોય તો તેમના ઘેર પહેલા જાય અને માતાજીના સ્થાનકે પૂજા કરે છે. પૂજા થયા પછી છોકરીના ઘેર જાય છે. છોકરીને પાટલા પર ગોદડી નાંખી બેસાડે છે. માથામાં તેલ નંખાવે છે. લાવેલા ઘરેણાં પહેરાવી તૈયાર કરે છે. સાસુ જમણી બાજુના છેંડે ૧૧ રૂપિયા બાંધે ને ચુંદડી ઓઢાડે છે. છોકરી ૫, ૭, ૯ કે ૧૧ જોડી કપડાં માંગે છે જેને હારલા કહેવાય છે. પિયર તથા સાસરીવાળા છોકરીને પૈસા આપી ધાંધળા લે છે.

**લગ્ન લખાવા (કંકોતરી લખવી)**

ચારણ સમાજમાં દરેક શાખાને અલગ અલગ ગોર બ્રાહ્મણ હોય છે. નરા શાખના બ્રાહ્મણ દાદલ, માલણ છે. અવસુરા શાખના બ્રાહ્મણ મઢવી છે. ચોરાડા શાખના બ્રાહ્મણ સુમડ છે. મારુ શાખના બ્રાહ્મણ ખોડિયા છે. ચુવા શાખના બ્રાહ્મણ ચાઉ છે. બાટી શાખના બ્રાહ્મણ વરણાગર છે. તુંબેલ શાખના બ્રાહ્મણ મસુરિયો છે. વાચા શાખના બ્રાહ્મણ ચાઉ છે. મીસણ શાખના બ્રાહ્મણ ગરીયો છે. ઠાકરિયા શાખના બ્રાહ્મણ ચાઉ છે. જાખલા શાખના બ્રાહ્મણ કવેશ્વર છે. બુઢાયચ શાખના બ્રાહ્મણ ત્રવાડી છે. ટાપરિયા શાખના બ્રાહ્મણ ચાઉ છે. ભાંચળિયા શાખના બ્રાહ્મણ ધાધીયો છે. નૈયા શાખના બ્રાહ્મણ ધાધીયો છે. ધાંધણીયા શાખના બ્રાહ્મણ ગરીયો છે. રોહડિયા શાખના બ્રાહ્મણ ચાવડો છે. કૂનડા શાખના બ્રાહ્મણ રાવલ છે. લાદીત શાખના બ્રાહ્મણ સુમડ છે. આસણિયા શાખના બ્રાહ્મણ સુરુ છે. રત્નુ શાખના બ્રાહ્મણ ગરીયો છે. મહેડુ-કેશરિયા શાખના બ્રાહ્મણ સુરુ છે અને માદા શાખના બ્રાહ્મણ સુરુ છે. ચારણ સમાજમાં દીકરો કે દીકરીના લગ્ન હોય ત્યારે દીકરી અને દીકરાવાળાના કુટુંબમાંથી પાંચ જણા ભેગા થાય છે. કંકોતરી છપાવી સગાને લખે છે. ગઢવી સમાજની જે તે શાખના ઉપર જણાવેલ ગોર હોય છે તે છોકરાવાળાને ત્યાં જાય છે અને કંકુનો ચાંલ્લો કરીને કંકોતરી હાથમાં આપે છે. આ કંકોતરી તેઓ નીચે મુકતા નથી.

**ગણેહ (ગણેશ) સ્થાપના**

ચારણ સમાજમાં છોકરો કે છોકરીના લગ્ન વખતે ગણપતિની પૂજા કરવા માટે ગણપતિ દોરવામાં

આવતા નથી. તેની ફોઈ માટીમાંથી જાતે ગણેશની મૂર્તિ બનાવે છે. માટી લેવા માટે ફોઈ તથા ઘરના સૌ સમડીનું ઝાડ હોય ત્યાં જાય છે. સમડીના ઝાડની પાસેની માટી પાંચ છોકરીઓ તવેથાથી ખોદે છે. આ માટી લઈને તેઓ ઘરે આવે છે. આને લક્ષ્મી લીધી એવું કહેવાય છે. ફોઈનું ઘર દૂર હોય તો ફોઈ આ માટી લઈને ઘેર જાય છે અને તે ગણેશની મૂર્તિ બનાવે છે. ફોઈના ઘેર બધા ગણપતિ લેવા જાય છે. ઘેરથી તેઓ લાપસી લઈને જાય છે. આ લાપસી ગણપતિને ધરાવે (જારીએ) છે. પાંચ લાડવા મુકી પછી ગણપતિને ઘેર લી આવે છે. ઘેર લાવ્યા પછી બાજોટ પર પાથરણું પાથરે છે. તેના પર ઘંઉ, ચોખા અને નાળિયેર મુકવામાં આવે છે. બાજોટ નીચે સાથીઓ પાડી સોપારી, સુતર અને રૂપિયો મુકે છે. ગણપતિની પૂજા જાતે જ કરીએ છીએ. પહેલી પોસ (પહલી) ફોઈ ભરાવે છે. પહેલી પોસ સાકરની હોય છે. ફોઈ પરણનાર છોકરો કે છોકરીના ખોબામાં નાળિયેર તથા પૈસા મુકે છે. આ નાળિયેર છોકરો કે છોકરી ગણપતિ આગળ મુકી દે છે અને પૈસા પોતે લઈ લે છે. બીજી પહલી મામા, કાકી ભરાવે છે.

### ફુલેકું

છોકરો હોય કે છોકરી બંનેનું ફુલેકું ભરાવાય છે. પહેલુ ફુલેકું ફોઈના ઘરનું ભરવામાં આવે છે. ફોઈ બધાને જમાડે છે. ફોઈને ત્યાં સવારથી પાંચ વાગ્યા સુધી રહે છે. સાંજે ફોઈના ઘેરથી પરણનારના હાથમાં ચોખા, ઘંઉ મુકી તેના પર મોતીથી ભરેલું નાળિયેર મુકે છે. તેના પર પૈસા મુકે છે. ચોખા અને ઘંઉ બ્રાહ્મણને આપી દે છે. પૈસા છોકરો કે છોકરી લઈ લે છે. પહલી ભરાવી ઢોલ અને શરણાયું સાથે વાજતે

ગાજતે વરરાજા અને કન્યા પોતાના ઘેર બધા સાથે આવે છે. પહેલાના વખતમાં ૧૧ કે ૭ દિવસના લગ્ન થતા હતા. ફુલેકું ઘેર આવતા માતા લોટામાં પાણી ભરી તેના ઉપર નાળિયેર મુકી નજર ઉતારે છે. કપાળમાં ચાંલ્લો કરીને કાંગડા (વારણા) લે છે. બારણે મા આવીને પાંચ કાકરા ગોળ લે અને તેના માથેથી ઉતારી બધી દિશામાં નાંખે છે. ગોળ ઉતારી નાંખવા પાછળનું કારણ એ છે કે અત્તરની સુવાસથી પ્રેતાત્માનો પ્રવેશ વર કે કન્યામાં થતો નથી. જેના ઘેર ફુલેકું ભરાવાનું હોય તેઓ કહી જાય કે આજે બપોરે કે સાંજે મારા ઘેર ફુલેકું ભરાવાનું છે. આમ સાત દિવસના લગ્ન લીધા હોય તો તેટલા દિવસ અને અગિયાર દિવસના લગ્ન લીધા હોય તો તેટલા દિવસ ગામમાં ફુલેકું ભરાવાય છે. જે ફુલેકું ભરાવા લઈ જાય તેઓ પહલી પણ ભરાવે છે. પહલી ભરાવે ત્યારે ખોબામાં ૫૦૦ કે ૧૦૦૦ રૂપિયા મુકે છે. ફુલેકાના વચ્ચેના એક દિવસમાં જમણવાર રાખવામાં આવે છે. જમણવારમાં દાળ, ભાત, શાક, કોપરાપાક, બુંદી, ગાંઠિયા વગેરે બનાવે છે.

**વાગડીયો ઝારે**

પીઠી ચોળતા પહેલા વાગડીયો ઝારે છે. ગામમાં સમડીનું ઝાડ હોય ત્યાં સાંજે પાંચ વાગે જાય છે. તાંબા કુંડીમાં બાફેલા ચણા, તલ, ગોળ અને ઘી ઘેરથી લઈ જાય છે. છોકરાના માથેથી ઉતારી ચારે બાજુએ નાંખે છે. ગોળના કાકરા ત્યાં મુકે છે. વધેલું ગામના છોકરા ખાઇ જાય છે. આમ કરવા પાછળનું કારણ એ છે કે જુના વખતમાં કોઈક જાન લઈને જતું હતું તેને ભૂતે વિતાડયું હતું તેથી ભુતને આ બાકરા ઝારવાનો

રિવાજ છે.

**પીઠી ચોળવી**

જાન આવ્યા પછી છોકરીને પીઠી ચોળવામાં આવે છે. છોકરાની જાન જવાની હોય તે દિવસે પીઠી ચઢાવે છે. પીઠી ચોળવા માટે તેલ, પીઠી, હળદર, અત્તર લે છે અને બધું ભેગુ કરી દે છે. જેનું લગ્ન ના થયું હોય તેવી પાંચ છોકરીઓ વર કે કન્યાને પીઠી ચઢાવે છે. એક છોકરી પાંચ વખત પગે, ઘુંટણે, કોણીએ, ખભે અને માથે પીઠી ચઢાવે છે. આમ પાંચ છોકરીઓ આ પ્રમાણે કરે છે. તેને પીઠી ચઢાવી તેવું કહેવાય છે. આ જ રીતે આ પાંચ છોકરીઓ વારા ફરતી પાંચ પાંચ વખત પીઠી ઉતારે છે. પહેલા માથે પછી ખભે, કોણીએ, ઘુંટણે અને પગે ઉતારે છે.

જે દિવસે ગણપતિ બેસાડયા હોય તે દિવસે માળીને ત્યાંથી કાળી ગાંઠો લઈ આવે છે. ઘડામાં પાણી લઈને તે ગાંઠોને ઉકાળે. આ પાણી લાલ થઈ જાય છે. પાણીમાંથી સરસ સુગંધ આવે છે. આ ઉકાળો શુકન કહેવાય છે. ઉકાળેલા ગરમ પાણીથી છોકરા છોકરીને તેના ભાઇબંધ કે બહેનપણી નવડાવે છે. ત્યાર પછી ચોખ્ખા પાણીથી નવડાવામાં આવે છે.

નવડાવ્યા પછી મામા કે ભાઈ તેના પર સફેદ ધોતી નાંખી દે છે અને ઉચકીને જયાં ગણપતિ બેસાડયા હોય ત્યાં ગોદડુ પાથરેલું હોય તેના પર સુવડાવી દે છે. માતા ત્યારે પુછે છે કે તારે શું લેવું છે. ત્યારે ભેંસ, ગાય, ગાડી જે જોઈએ તે માંગે છે. મા એવું કહે કે આપીશ ત્યારે તે મો ખુલ્લુ કરે છે. પછી તેને રૂપિયો

બતાવી શુકન કરાવાય છે. દીવો કરી માતાજીને તથા ગણપતિને પાંચ વખત લાપસી ઝારે છે. પ્રસાદ ધરાવ્યા પછી તેને જાન માટેના કપડાં પહેરાવાય છે.

**જાન ઉઘલાવે**

બેન શુકન કરાવે છે. ચોખાથી વધાવી ઓવારણાં લે છે. વરરાજા ઘોડા પર બેસી માતાજીને પગે લાગવા જાય છે. જેટલા મંદિર હોય ત્યાં પગે લાગવા જાય છે. પગે લાગ્યા પછી ગાડીમાં બેસે છે. ગાડીમાં બેસે ત્યારે શ્રીફળ વધેરે છે.

**ઉતારો**

જાનનો ઉતારો કોઇના ઘેર, ઓટલે કે મંદિરે આપવામાં આવે છે. છોકરીવાળા જાનમાં આવેલાને ચા તથા પાણી આપે છે. ત્યાર પછી ખાંડ ઘડો એટલે કે પાણીમાં ખાંડ ઓગાળીને જાનૈયાઓને આપે છે. ત્યાર પછી અફીણનો કસુંબો કરે છે. ચોખા અને મગ રાંધેલા તથા ગોળ, ખાંડ અને ઘી લઈને આવે છે જેને કલવો કહેવાય છે. છોકરા છોકરીવાળા સામસામે બેસે છે. તાંબળી ભરી ભરીને જેને જેટલું ખાવું હોય તેટલું આપવામાં આવે છે.

**વરપોખંણું**

વરને પોંખવા માટે કન્યાપક્ષવાળા જાય છે. ઘેરથી તેઓ બાજોટ તથા આંબાના પાનનું તોરણ લઈને

જાય છે. વરરાજાને બાજોટ પર ઉભા રાખી કન્યાની મા રવૈયો, સાંબેલું, નથણી, તીર અને ધોહરીથી વરરાજાને પોંખે છે. ધોહરી ના હોય તો નાળિયેર લે છે. વરરાજાને કોડીયા ભંગાવે છે. પોંખ્યા પછી વરરાજાને જાન સાથે માંડવામાં લઈ જાય છે. બાજોટ પર બેસાડે છે. છોકરીને બહેનપણી માયરામાં લાવે છે. માયરામાં વરકન્યા જ પૂજા કરે છે માતાપિતા પૂજા કરતા નથી. એક ફેરો પત્યા પછી ભાઈ ચોખા અને લગન પડીકીની પસલી ભરાવે છે. કન્યા ટચલી આંગળી અડાડે છે. આવી રીતે ચાર ફેરામાં કરાવે છે. ચાર ફેરા પતી જાય પછી કન્યાની મા કંસાર જમાડે (ભૂતા ભરાવે) છે. સાસુ વરરાજાને પહલી ભરાવે. છોકરો છોકરી સામસામે પાંચ વાર મુકે છે.

વરવધુને જાનના ઉતારે લઈ જાય છે. છેડાછેડી વહુને આપી દે અને પછી તેઓ છૂટા પડે. વહુને સાસરીના ઘરનું ઘરેણું તથા કપડાં પહેરાવે છે.

ઘેર આવ્યા પછી છોકરીને સાસરે વળાવે. છોકરી દેશના ધાંધળા કે જેને વધામણા કહેવાય તે લે છે. છોકરી એક થાંભને ચાંલ્લો કરી ધાંધળા લે છે.

જાન ગામમાં આવી જાય પછી ગામને ઝાંપે વરવધુને પોંખવામાં આવે છે. છેડાછેડી બાંધીને બંનેને બાજોટ પર ઉભા રાખી પોંખે છે.

માતાજી જયાં બેસાડયા હોય ત્યાં બંનેને બેસાડે છે. એક થાળમાં દુધ, પાણી, કોળી, ચાંદી કે સોનાની વીંટી ભેગું કરી બંનેને પાંચ વાર રમાડે જેના હાથમાં વીંટી આવે તેનું ઘરમાં રાજ ચાલશે તેવું માને છે.

**મરણવિધિ**

ગાયનું છાણ લાવી લીંપણ કરવામાં આવે છે. મૃત્યુ થયું હોય તેને લીંપણ કરેલી જગ્યાએ ડાંગર નાંખી સુવડાવે છે. માથા બાજુએ ઘીનો દીવો કરે છે. ઉપર લાલ વસ્ત્ર ઓઢાઢે છે. ઓછી ઉંમરની સ્ત્રી હોય તો ચુંદડી ઓઢાડે છે. દશ વર્ષથી ઓછી ઉંમરનાને દાટે છે. પોતાનો દીકરો, ભાઈ, મામા ફોઈનો ભાઈ, એક ભાણેજને ખાંધીયા કરે છે. કાકાનો દીકરો હોય તે હાંડલી લે છે. ઘંઉનો લોટ, ખાંડ તથા ઘી નાંખીને પોણા મણ કે પોણા દશ કિલો કે પોણા પાંચ કિલોના લોટના રોટલા રાંડેલી બાઈ હોય તે બનાવે છે. આ રોટલાને ભાતીના રોટલા કહેવાય છે. આ રોટલા મરેલ વ્યકિતને સ્મશાનમાં લઈ જાય તે વખતે સાથે લઈ જાય છે અને રસ્તામાં મુકતા જઈ નગર વિસામા સુધી પુરા કરે છે. એક રોટલો કાંસાની તાંસળીમાં મરનારની છાતી પર મુકી બનાવે છે. રોટલો કુતરાને અને ગાયને નાંખે છે. સ્ત્રીઓ નગર વિસામા સુધી જાય છે. ઘરે આવી વાસીદુ વાળી પાણી ઢોળી દે છે. બેડા માજી કાઢે છે. બધી સ્ત્રીઓ નહાવા જાય છે. રાંડેલી સ્ત્રીની નાકની નથણી તથા ચુડલો કાઢી નાખે છે અને તે રડે છે. બધા ઘેર આવી ઘરમાં બેસે છે. ઘરની બાઈ મુઠી જાર જયાં ચકલા હોય ત્યાં નાખે છે. પછી બધા ઘેર જાય છે. પુરૂષો આવી બહાર બેસે છે અને પાણીના કોગળા કરે છે. શોક તરીકે કસુંબો પીવે છે. ગામની દરેક બેનો બારમા સુધી પોતાના ઘેરથી રોટલા, શાક જે બનાવ્યું હોય તે લઈને જે ઘેર મૃત્યુ થયું હોય ત્યાં લઈને જાય છે અને ત્યાં ભેગા બેસીને ખાય છે. પુરુષો આ ઘેર ખાતા નથી તેઓ પોતાના ઘેર જ ખાય છે. બહાર ગામથી આવેલા પુરુષો પણ આ ઘેર ખાતા નથી. ગામના

પુરૂષો તેમને પોતાના ઘેર ખાવા લઈ જાય છે. બારમા સુધી કોઈ દુધ પીતું નથી કેમકે દુધને તેઓ અમૃત ગણે છે. અઢાર વર્ષથી ઓછી ઉમરનાનું બારમુ કરવામાં આવતું નથી.

ત્રીજે કે પાચમે દિવસે જે ખાંધીયા થયા હોય તેઓ સ્મશાનમાં ટાઢી વાળવા જાય છે. ખાંધીયા સાથે પાવડો, કુલડી તથા પાણી લઈ જાય છે. કુલડીમાં ફુલ લઈ આવે છે. આ ફુલને યાદ રહે તેવી જગ્યાએ જમીનમાં દાટી દેવાય છે. બે મહિને કે છ મહિને ગ્રહણ ઉપર ના આવે એવા સમયે ચાણોદ કે હરદ્વાર તેને પધરાવી આવે છે. આ સમયે ના પધરાવાય તો ચૈત્ર મહિનાની ગંગા સાતમે પધરાવે છે.

બારમાના દિવસે ખાટલો ઢાળે છે તેના પર નવું ગાદલું પાથરે છે. ખાટલામાં રજાઈ, ચાદર, ઓશીકું, ફળફળાદિ, શાકભાજી, કાંસાની તાંસળી, એક જોડ કપડાં, ચોખ્ખુ ઘી, એક લોટો વગેરે સામગ્રી મુકે છે. સ્ત્રી હોય તો ચંપલ અને પુરુષ હોય તો બુટ મુકે છે. જે તે શાખનો રાજગોર પોતાની ભાષામાં વિધી કરાવે છે. ભાણેજને એક જોડ કપડાં આપે છે. બારમાના દિવસે ૨૪ ગામના ચારણોને સંપત પ્રમાણે બોલાવામાં આવે છે. બારમાના દિવસે લાડુ, દાળ, ભાત, શાક, ફુલવડી બનાવે છે. તે દિવસે બધા ખાય છે.

પોણો મહિનો થાય એટલે માસિકા આપે. નાની માટલીમાં ઘંઉનો એક લાડવો મુકી ૫, ૭, ૯ કે ૧૩ બેન દીકરીને આપે છે. પોણા ત્રણ મહિને સમાસી કરે તેમાં મોટા મોટા માટલા બેન ભાણીને ફળ મુકીને આપે છે. ભાદરવા મહિનાની ઋષિ પાંચમે ઘરના બધા ઉપવાસ કરે છે. આ દિવસે તેર ભાઈ, ભાણેજ અને ભત્રીજાને કાસાના વાટકામાં દુધપાક, પુરી, ભજીયા અને શાક બનાવી જમાડે છે. આ તેર જણાને ખવડાવ્યા પછી જ બીજા ખાય છે.

અગિયાર મહિને વરસી વાળે છે. આ દિવસે બેન ભાણેજને સોળ માટલા આપે છે. બેનને કાંસાની તાંસળી અને એક જોડ કપડાં આપે છે. કંસાર ખવડાવે છે. સોળ માટલામાં એક એક કોળિયો કંસાર નાખી દે છે.

વિધવા સ્ત્રી નવ મહિના સુધી ઘરની બહાર નીકળતી નથી. બેનને ભાઈ ત્રીજા મહિને ખુણો મુકાવા માટે લઈ જાય છે. એક જોડી કપડાં આપી બેત્રણ દિવસ પછી સાસરીમાં મુકી આવે છે. વિધવા સ્ત્રી જીવે ત્યાં સુધી કાળા કપડાં પહેરે છે.

**પૂર્વજ પીવડાવે**

**ડોહા માટે**

જે તે ઘરના કાળીચૌદશના દિવસે સવારે ઘેરથી અફીણ અને લોટામાં પાણી લઈને પીપળાના ઝાડ પાસે જાય છે. નાના નાના છોકરા તથા છોકરીઓ પાંચ લોટા પાણી પૂર્વજોને પીવડાવે છે અને ત્યાં અફીણ મુકે છે. ત્યાંથી પાછા આવતી વખતે આકડાના પાન, ડાભની સળીઓ તથા લોટો પાણી લેતા આવે છે. ડાભની સળીઓ જે તે શાખની કુળદેવીના સ્થાનકે મુકી દે છે. જે તે શાખની સ્ત્રીઓ પોતાના ઘેરથી બાફેલા મગ, બાફેલા ચોખા, કોળાનું શાક, દુધ, દહીં, ઘી, ગોળ લઈને આવે છે. આ બધુ એક વાસણમાં ભેગું કરવામાં આવે છે. એક છોકરો બધાને આકડાના પાનમાં આપે આને આહુતિ (પતરગાળ) આપી કહેવાય. એક ડોશી પિતૃઓના નામ લે અને આમ પિતૃપૂજન કરે છે. બે ચાર પાન લઈને ભેગી કરેલી સામગ્રી પાનમાં

મુકી કાગડાને શ્રાધ આપે છે. જયાં સુધી કાગડો આ પાનમાંથી ખાય ના ત્યાં સુધી કોઈ ખાતુ નથી. આમ કરતાં જો ખાવાનું વધી જાય તો દરેકને થાળીમાં આપવામાં આવે છે. બધા પ્રેમથી ખાય જાય છે.

કાળીચૌદશના દિવસે સાંજે ચાર વાગ્યે નાગનો રાફડો હોય ત્યાં નાળિયેર, દીવો અને ધુપ લઈને જાય છે. તલને વાટીને તેમા ગોળ ભેગો કરીને લઈ જાય છે. રાફડા આગળ જઈને દીવો તથા ધુપ કરી નાળિયેર વધેરે છે અને તલ અને ગોળનું નૈવધ ધરાવે છે આને શરમાળિયો કહેવાય છે.

**ડોસીઓ માટે**

જે તે ઘરના દિવાળીના દિવસે સવારે ઘેરથી છીકણી અને લોટામાં પાણી લઈને પીપળાના ઝાડ પાસે જાય છે. નાના નાના છોકરા તથા છોકરીઓ પાંચ લોટા પાણી પૂર્વજોને પીવડાવે છે. અને ત્યાં છીકણી મુકે છે. ત્યાંથી પાછા આવતી વખતે આકડાના પાન તથા લોટો પાણી લેતા આવે છે. જે તે શાખની સ્ત્રીઓ પોતાના ઘેરથી બાફેલા મગ, બાફેલા ચોખા, કઢી, દુધ, દહીં, ઘી, ગોળ લઈને આવે છે. આ બધુ એક વાસણમાં ભેગુ કરવામાં આવે છે. એક છોકરો બધાને આકડાના પાનમાં આપે આને આહુતિ (પતરગાળ) આપી કહેવાય. સ્ત્રીઓ મરી ગયેલી ડોસીઓના નામ લઈ માતૃતર્પણ કરે છે. બે ચાર પાન લઈને ભેગી કરેલી સામગ્રી પાનમાં મુકી કાગડાને શ્રાધ આપે છે. જ્યાં સુધી કાગડો આ પાનમાંથી ખાય ના ત્યાં સુધી કોઈ ખાતુ નથી. આમ કરતાં જો ખાવાનું વધી જાય તો દરેકને થાળીમાં આપવામાં આવે છે. બધા પ્રેમથી ખાય જાય છે.

ખાખરાનું દોઢ ફૂટનું લાકડું લાવી તેની ચાર ચીરીઓ પાડી મસાલ બનાવે છે. જેને મેરૈયું કહેવાય છે. સાંજે આઠ નવ વાગ્યે ગામનો જુનો ડોસો આ મસાલને પ્રગટાવે છે. ગામમાં જેટલા ઘર હોય તે ઘરના બધા પુરૂષો પોતાના ઘેરથી મસાલ બનાવી ઘીમાં બોળીને લઈ આવે છે. બધી મસાલોને સળગાવીને જુના દુઃખો ભુલી નવા વરસની નવી શુભકામનાઓ સાથે પોતાના ઘરમાં, આંગણામાં, ગાયોને તેમજ ભેંસોને તેનો પ્રકાશ બતાવવામાં આવે છે. આ પ્રકાશથી દુઃખ દર્દ દૂર થાય તેવી ભાવના રહેલી હોય છે.

-ગાવજીએ, ભેંહડીએ મેધ મેધ રાજા
દિવાળીના રોટલા તાજા
-આજ દિવાળી કાલ દિવાળી
માંકળી ભેંસને પાડો આવ્યો મેરમેરિયો

આમ બોલી ગામના પાધરમાં ઉકરડો હોય ત્યાં આ સળગતી મસાલ ભરાવી આવે છે. પાછા ફરતી વખતે પાછુ વળીને જોતા નથી. ઘેર આવે છે ત્યારે પત્ની સુપડામાં એક રૂપિયો તથા ગોળ લઈને ઉભી રહે છે. પતિને તે ગોળ ખવડાવે છે ને ઝબુક દીવડી રૂપિયો એવું બોલે છે આવી રીતે દુઃખ દર્દ ભુલી આવે છે.

### દેવનો ખ્યાલ

ચારણ સમાજની દરેક શાખને પોતાની એક કુળદેવી હોય છે. તેમજ મુખ્ય ચાર માતાજીઓ હોય છે. ૧, કરણીજી માતા ૨, ચાંપબાઈમાતા ૩, નાગબાઈમાતા અને ૪, વરુડીમાતા

**રક્ષણ માટેની માતાજી (કરણીજી માતા)**

ચારણો ઘરમાંથી બહાર નીકળતી વખતે કરણીજી માતાનું નામ લઈને નીકળે છે. તેનો એક દુહો પણ છે

કરણી આગે કીજીએ પીછે ભરીએ પાવ
વાઘ વસીયલ વેંડે નહિ દોખી પુરે ન દાવ

હે માતાજી અમે ઘરમાંથી બહાર નીકળીએ છીએ તો અમારી રક્ષા કરજો. અમે જતા હોય ને કોઈ વાઘ એરુ કરડે ના, વેરીના દાવમાં આવીએ નહિ એવી આરાધના કરીએ છીએ.

**ચોકીપુરો માટેની માતાજી (ઝાંપાના દેવ) ચાંપબાઇમાતા**

ઘર તેમજ બહારની આ માતાજી રખેવાડી કરે છે. કોઈ ચોરી ના કરી શકે. દુશ્મન વાર ના કરી શકે. આ દેવી ઝાંપે બેસાડેલી હોય છે. નાનું દેરુ બનાવેલું હોય છે. સ્ત્રીઓ સવાર સાંજ દીવો કરવા જાય છે. માતાજીને વિનંતી કરે છે કે હે માતાજી તું અમારી ભેળી રહેજે, અમારી રક્ષા કરજે. પુરૂષો ત્યાં જતાં નથી. રાત્રે સુતી વેળાએ અમારી ચોકી કરે એટલે અમે ચાંપબાઈ માતાની ચોકી પેરો આપીને સુઈએ. ઘેર એકલા હોઈએ, જંગલમાં હોય ત્યારે અમારી રક્ષા માટે આ માતાજીને ભલામણ કરીને પછી જ સુઈએ છીએ. આ માતાજી વિશે એક માન્યતા છે કે ચારણની ચોરાડા શાખામાં જન્મેલ આ માતાજીને એકવાર ઘર માટે વસ્તુ લાવવાની હોય ગામડે જવાનું થયું. તેઓ ગાડે બે બળદ જોડીને જતા હતા. રસ્તામાં એક બળદથી

ચલાયુ ના તેથી કોઈ પાસે બળદ માગ્યો ત્યારે તેને કહ્યું કે તમે તો ચારણો છો સિંહ પણ બોલાવી શકો છો, તેને બોલાવી ગાડે જોડી દો. ચાંપબાઈ માતાએ કેસરને સાદ કર્યો કે હે કેસરિયા હાલ આપણે ગાડુ લઈને જવાનું છે. આવતા વાર કરીશ નહિ એવું કહેતા વાઘ આવ્યો ને તેને ગાડે જોડેલો.

**ન્યાય માટેની માતાજી(નાગબાઈમાતા)**

ન્યાય માટે કોઈ પણ પ્રસંગે ચારણો ભેગા થાય ત્યારે જે સ્થળે બેસવાનું હોય તે સ્થળ પર નાગબાઈ માતાનું નામ લઈને તે જગ્યા પર પાથરણું પાથરે છે. બધા અફીણ કે ઝીંડવાનું પાણી કરી કસુંબો પીવે છે. મારા પાથરણે જે કોઈ બેઠું છે તે અસત્ય ના બોલી શકે, ખોટો ન્યાય ના કરી શકે એવું નાગબાઈ માતાનું વરદાન છે. આ માતાને ન્યાયની દેવી ગણવામાં આવે છે.

**રસોડું ખુટે ના તે માટેની માતાજી(વરુડીમાતા)**

કોઈ પણ પ્રસંગ કે ઉત્સવમાં રસોડું ખુટે ના તે માટે ચારણો વરુડી માતાને યાદ કરે છે. રાંધેલી રસોઈ કાંસાની તાંસળીમાં રાખી ઉપર કાંસા, તાંબા કે પિત્તળની થાળી ઢાંકી લાલ, લીલુ કે સફેદ કોરુ કાપડું રાખી માતાજીના સ્થાનકે ધરાવે છે. ઘી ના હોય તો તેલનો દીવો કરીને પ્રસંગ પુરો ના થાય ત્યાં સુધી ચાલુ રાખવામાં આવે છે. આ દીવો માતાજીના સ્થાનકે કરાય છે. ઘરની એક વ્યકિત ઉપવાસ કરે છે. પ્રસંગ પુરો થયા પછી તે ધરાવેલ રસોઈનો પ્રસાદ લઈને પછી જ ખાય શકે છે. આમ કરવાથી પ્રસંગમાં માણસોની સંખ્યા વધી જાય અને ખાવાનું ઓછું બનાવ્યું હોય તો પણ કયારેય ખાવાનું ખુટતું નથી.

ચારણો પહેલાના સમયમાં એક ગામથી બીજે ગામ ફરતાં રહેતાં હોવાથી તેમના સીમાડાના દેવ હોતા નથી.

**ઘરના દેવદેવી**

ચારણ શાખામાં દરેકની પોતાની કુળદેવી હોય છે. નરા શાખની કુળદેવી રવેચી મા છે. અવસુરા શાખની કુળદેવી ચામુંડા મા છે. ચોરાડા શાખની કુળદેવી વરેક્ષણા મા, વરેખણ મા છે. મારુ શાખની કુળદેવી આવડ મા છે. ચુવા શાખની કુળદેવી રવેચી મા છે. બાટી શાખની કુળદેવી ચામુંડા મા હાલ પીઠળ મા છે. તુંબેલ શાખની કુળદેવી રવેચી મા, ચામુંડામા છે. વાચા શાખની કુળદેવી મહમાય મા, રાજબાઈ મા છે. મીસણ શાખની કુળદેવી ચામુંડા મા છે. ઠાર્કરિયા શાખની કુળદેવી આવડ મા છે. જાખલા શાખની કુળદેવી આવડ મા છે. બુઢાયચ શાખની કુળદેવી હોલ મા, પુરભુજા મા છે. ટાપરિયા શાખની કુળદેવી રવેચી મા છે. ભાંચળિયા શાખની કુળદેવી ચામુંડા મા, ભદ્રાશકિત મા છે. નૈયા શાખની લાલબાઈ મા, આઇ જીવણી મા છે. ધાંધણીયા શાખની કુળદેવી રવરાઈ મા, સાંચાઈ મા, ચોરાઈ મા છે. રોહડિયા શાખની કુળદેવી નાગેશ્વરી મા, વિંધ્યવાસીની મા છે. કૂનડા શાખની કુળદેવી દુગ્ધાવતી મા, દુધડ મા છે. લાદીત શાખની કુળદેવી પંચરાઇ મા, મોમાઈ મા છે. આસણિયા શાખની કુળદેવી આવડ મા છે. રત્નુ શાખની કુળદેવી વત્સાવતી મા છે. મહેડુ-કેશરિયા શાખની કુળદેવી ચામુંડા મા છે અને માદા શાખની કુળદેવી મહામાયા મા, આવડ મા છે.

## પશુઓના દેવ - વીજળીયા પીર

આ દેવ પશુઓ માટેના દેવ છે. ગાય કે ભેંસ દુધ કાઢવા ના દે તો તેના દુધની ખીર બનાવી વીજળિયા દેવને પ્રસાદરુપે આપવાની માનતા રાખવાથી ગાય કે ભેંસ દુધ કાઢવા દે છે. આ ઉપરાંત પશુ બિમાર પડે તો ઉપર પ્રમાણે માનતા રાખવાથી બિમારી દૂર થાય છે. આ માટેની એક માન્યતા છે કે ઘણા વરસો પહેલા વીજળિયાપીરે ગાયો અને ભેંસો માટે લડાઈ કરીને છોડાવેલ અને તેઓ મરી ગયા. દેવીશકિતથી ધડ પડી ગયું અને માથામાં જીવ આવ્યો અને બોલ્યા કે કોઈ પણ ચારણ ભાઈઓના પશુઓનું નુકસાન થતું હશે અને ઉપર મુજબ ખીર બનાવી વહેંચવામાં આવશે અથવા તો ઘી, ગોળ અને ઘંઉના લોટનો કંસાર આપવાથી પશુઓની પીડા દુર થશે.

## આપા રામદાસ

આપા રામદાસ એ ચારણોના નરા શાખમાં થઈ ગયા. ચારણો તેમને પિતૃદેવ ગણે છે. પશુ ખોવાયું હોય તો તેને શોધવા માટે આપા રામદાસનો કંસાર અથવા ઘીનો દીવો કરી તેમને નૈવધ ધરાવે છે. આમ કરવાથી આપા રામદાસ જાતે જેનું પશુ ખોવાયું હોય તેને ઘેર ઘોડા પર બેસી અદશ્ય સ્વરુપે આવીને પશુને સોંપે છે અને કહે છે કે હું આપા રામદાસ છું આમ બોલતી વખતે માત્ર અવાજ સંભળાય છે અને સફેદ વસ્ત્રો દેખાય છે.

સોના ચાંદીનું ઘરેણું ખોવાયું હોય તો ઉપર મુજબની માનતા રાખવાથી તે મળી જાય છે. કોઈ પણ

જ્ઞાતિવાળા આ પ્રમાણેની માનતા રાખી શકે છે.

ગાય કે ભેંસ વિયાતી હોય અને તેને પીડા થતી હોય તો બંધીછોડનું નાળિયેર વધેરવાની માનતા રાખવાથી પીડા ઓછી થાય છે. આ રીતે સ્ત્રીઓમાં પણ પ્રસૂતિ ના થતી હોય તો ઉપર મુજબ બંધીછોડનું નાળિયેર વધેરવાની માનતા રાખવામાં આવે છે.

**વરસાદના દેવ**

વરસાદ (મેહ) ના પડતો હોય તો માટીમાંથી દેડકી બનાવે છે. નાની છોકરીઓ માથા પર પાટલો મુકીને તેની ઉપર બનાવેલ દેડકી મુકી ગામના દરેક ઘેર ફરે છે. જે તે ઘરના આ દેડકી પર લોટો પાણી રેડે છે. આ વખતે તેઓ ગીત ગાય છે.

દેડક માતા ડરા ડરા
પાલર પાણી પીઓ પીઓ.

**પુરના દેવ**

ગામમાં પુર આવ્યું હોય ત્યારે પુર દુર કરવા જળદેવતી કરે છે. ગામમાં કુદરતી આફતને દુર કરવા માટે ગામલોકો ગામની એક વ્યકિતને ગામનો માલિક બનાવે છે. આ માલિક આવી આફતોને દુર કરવા માટે એક હાથે બયરાની બંગડી પહેરે છે. તેનામાં હું પુરુષ છું તેવું જાતીય અભિમાન હોતું નથી. તે સ્ત્રી-પુરુષના ભેદમાં માનતો નથી. આ સમયે તે દરેક સ્ત્રી-પુરુષને પ્રણામ કરી કાગળનો દીવો બનાવી પુરના

પાણીમાં મુકે છે. દીવો જેમ જેમ પાણીમાં આગળ જાય છે તેમ તેમ પાણી ઓછું થવા લાગે છે અને પુરનું પાણી જતું રહે છે.

**બાળકોના દેવ-દેવી**

**શીતળા મા**

નાના બાળકોમાં શીતળામાં પધાર્યા હોય તો અંધારી સાતમે સાત ઘર માગીને ખાવાની માનતા રાખવામાં આવે છે.

**બળીયા બાપજી**

નાના બાળકોમાં બળીયા બાપજી પધાર્યા હોય તો ઘી, ગોળ અને ઘંઉના લોટની કાચી સુખડી ચઢાવાની માનતા રાખવામાં આવે છે.

**સ્ત્રીઓની દેવી**

સ્ત્રીઓમાં કોઈ પણ પ્રકારનું કષ્ટ હોય તો પોતાની શાખની કુળદેવીનું સ્મરણ કરી નાળિયેર કે સાકર વધેરવાની બાધા રાખવામાં આવે છે.

## રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા

ચારણોનો મુખ્ય ખોરાક ઘંઉ, બાજરો અને ચોખા છે. તેઓ માંસ ખાતા નથી કે દારૂ પીતા નથી. પહેલાના વખતમાં કોઈ પણ પ્રસંગે ઘીનો જ વ્યવહાર હતો. ઘીમાંથી બનાવેલી વાનગીનો ઉપયોગ થતો હતો. ઘંઉનો કકરો લોટ, ઘી અને ગોળ તથા પાણીનો શીરો બનાવતા તેને તરધારી શીરો કહેવાય. મોટા તપેલામાં લોટ, ગોળ, ઘી તથા પાણી નાંખી તેને ઉકાળી તેમાં લોટ નાંખી હલાવી ઉતારી લે એને કંસાર કહેવાય. આ ઉપરાંત બાફેલા ચોખા ઉપર દળેલી ખાંડ નાંખી જેને જેટલું જોઈએ તેટલું ઘી પીરસાતું. આ વાનગીને ખાંડ ચોખા કહેવાય છે. અળધા મગ તથા અળધા ચોખાની નરમ નહિ અને કઠણ નહિ એવી મગ તથા ચોખાની ખીચડી બનાવતા. જેને જેટલું ઘી ઉપર જોઈએ તેટલું આપવામાં આવતું. જેને તીખી ખીચડી ખાવી હોય તેને છાશની કઢી આપવામાં આવતી. જેને મીઠી ખીચડી ખાવી હોય તેને ગોળ આપવામાં આવતો. દરેક પ્રસંગે દૂધ તથા છાશ હોય છે.

ચોમસામાં અમે બહાર જતા નથી. શિયાળામાં તથા હોળી ટાંણે વધારે ફરીએ. કારણ કે આ ઋતુમાં ઢોરોનું કામ ઓછુ હોય છે. હોળી ટાંણે બહુ ગરમી તથા બહુ ઠંડી હોતી નથી તેથી સામાન પણ ઓછો લેવો પડે છે. ચારણો બહાર ગામ જાય ત્યારે પોતાની સાથે કયારેય ખાવાનું લઈ જતા નથી. દેવ-દેવીઓ અમારે ઘેર જ હોય એટલે મંદિરે જવાનું હોતું નથી. કોઈ જૂના તીર્થસ્થાને જેવા કે સોમનાથ, હિમાલય તથા દ્વારકા દર્શન કરવા જઈએ છીએ. કોઈ મહાત્માએ સમાધિ લીધી હોય તેવી જગ્યાએ જઈએ છીએ. કુટુંબ સાથે મોજ મજા કરવા મોટા મહેલ કે મંદિર જોવાનો શોખ હોતો નથી. ચૈત્રી નવરાત્રામાં તથા નવરાત્રિમાં

બહાર જતા નથી કેમકે આ સમયે માતાજીની પૂજા કરવાની હોય છે.

### ખેતી સંબંધી વિધિ

ચારણ સમાજનો મુખ્ય ધંધો પશુપાલનનો છે. આ ઉપરાંત તેઓ ખેતી પણ કરે છે. ખેતરમાં કામ માટે આવતા ખેતમજૂરોને તથા પોતાને પણ નુકશાન ન થાય તે રીતે મજૂરી નક્કી કરે છે. ચારણો અખાત્રીજના દિવસે કે તેના આગળ પાછળના દિવસોમાં ખેતીની શરુઆત કરે છે તેઓ નાળિયેર વધેરી ખેતર ખેડે છે. પાક તૈયાર થઈ જાય ત્યારે પણ નાળિયેર વધેરી પછી જ પાકની કાપણી કરે છે.

### પ્રજનન સંબંધી માન્યતા

ચારણો દીકરીઓને માતાજીનું સ્વરુપ ગણે છે. સ્ત્રી ગર્ભવતી થાય પછીના પાચમાં મહિનાથી પતિ પત્ની સાંસારીક સુખ ભોગવતા નથી પાંચમે મહિને ગર્ભમાં જીવ આવે છે. આવનાર બાળક છોકરો હશે કે છોકરી તેવું જાણી શકાતું નથી. જો બાળક છોકરી હોય અને પતિ પત્ની સાંસારીક સુખ ભોગવે તો તે સારુ ગણાતું નથી.

### ગુઢવિદ્યા

માતાજીના મંત્રોમાં માનીએ છીએ. પોતાના આત્મકલ્યાણ માટેના ગુરુમંત્ર હોય તેમાં માનીએ છીએ

અને તેનો ઉપયોગ કરીએ છીએ. દિવ્યશકિતના મંત્રોથી મેલીવિદ્યાનો નાશ કરી શકીએ છીએ. પાણીની અંજલી છાંટીને આગ, પવન પ્રગટ કરી શકીએ છીએ. દરિયો કે નદીને પણ ચુસી શકીએ છીએ. દરિયાને ખારો કે મીઠો પણ કરી શકીએ છીએ.

### વારસાઈ

જેટલા છોકરાઓ હોય તેમને સમાન ભાગે જમીન વહેંચી આપવામાં આવે છે. આ ઉપરાંત મા-બાપની જમીનનો પણ ભાગ પડે છે. આ જમીન જે છોકરો મા-બાપને સાચવે તેને મળે છે. કોઈને સંતાનમાં પુત્ર ના હોય તો છોકરીને કાકા-કુટુંબી ભાઈઓની ઈચ્છાથી કાપડામાં આ જમીન આપે છે. તેના કાકા-કુટુંબીઓની ઈચ્છા ના હોય તો આ જમીન પર તેઓ પુરેપુરો હક ધરાવે છે. પુત્ર ના હોય તો ભાઈનો પુત્ર કે કાકાના દીકરાને દત્તક તરીકે લે છે. આમા પણ કાકા-કુટુંબીઓ તેમજ બેનની ઈચ્છા હોય તો જ પુત્ર દત્તક લેવાય છે. કુટુંબની ઈચ્છા હોય તો જ ઘરજમાઈ લાવી શકાય છે. ઘરનું દેવુ બધા ભાઈઓ સરખા ભાગે વહેંચી લે છે.

### કરાર બોલી કબૂલાત

#### પાણી વાપરવાના કરાર

તેર તાંસળીનાને તેઓ પોતાના માને છે. તેઓ સાથે ચારણો રોટી વ્યવહાર રાખે છે. ચારણો આ જ્ઞાતિઓને પોતાના કૂવેથી પાણી ભરવા દે છે. આ સિવાય બીજી જ્ઞીતિવાળાને તેઓ પોતાના બેડેથી પાણી રેડી આપે છે.

**સમાજનો પંચ કાનૂન**

કોઈ પણ પ્રકારનો વિખવાદ હોય અને તેનો ઉકેલ ના આવે તો ૧૨, ૨૪ કે ૪૮ ગામના પુરુષો ભેગા થાય છે. તેમનાથી ઉકેલ ના આવે તો પોલીસ કેસ થાય છે. કોઈ દેવચૂક કરે તો તેને તેની શિક્ષા દેવ જ કરે છે. કોઈ પ્રસંગે સમાજ ભેગો થયો હોય ને કોઈ વ્યકિત સમાજ કે માતાજીનું અપમાન કરે તો તેને દંડ કરવામાં આવે છે. સ્ત્રી-પુરુષના ઝઘડાનો નિકાલ માટે પંચ ભેગુ થાય છે. પંચથી ઉકેલ ના આવે તો કોઈ કેસ પણ કરે છે. ચોરી થઈ હોય અને જો ચોર પકડાય તો પંચ તેને દંડ કરે છે.

ચારણોમાં અંદરો અંદર ઝઘડો થયો હોય અને તેમાં કોઈનું મોત થયું હોય તો તેને જ્ઞાતિ બહાર મુકે છે. પહેલાના સમયમાં કેસ કરવામાં આવતો ન હતો પણ અત્યારે કેસ પણ કરવામાં આવે છે. જે તે વ્યકિતને આઠ-દશ વર્ષ માટે જ્ઞાતિ બહાર મુકાય છે. છોકરા જયારે પરણવા લાયક થતા તેને જ્ઞાતિમાં લેવામાં આવે છે. તે વખતે તે ખીચડો આપે છે. નાતમાં લેવા માટે ૨૪ ગામના લોકો ભેગા થાય છે. દંડના રૂપે જમીન અથવા ગાય, ભેંસ અપાવી તેને જ્ઞાતિમાં લેવાની તારીખ નક્કી થાય છે. નક્કી કરેલ તારીખે ૧૨ કે ૧૪ ગામના પુરુષો ભેગા થાય છે. પોતાની શાખમાં જે ગઢવી-મુખીને સ્થાપિત કરેલા હોય તેને

બોલાવે છે. આ મુખીને આવેલા ભાઈઓ માન સન્માન સાથે મોટા ખાટલા પર રુવેલ ગોદડી પાથરી બેસાડે છે. માતાજીનો ફાટો મુકી ઘીનો દીવો કરવામાં આવે છે. ગઢવી-મુખીને આવેલ ચારણો એકબીજાના ખભા પર હાથ મુકીને રામ રામ કરે છે. ગઢવી-મુખી ઉભા થઈને તમામ ચારણ ભાઈઓને હાથ જોડીને પોતાને આવવાનું કારણ જણાવી કહે છે કે જ્ઞાતિની રજા હોય તો આ દંડનીય જ્ઞાતિ બહારને જ્ઞાતિમાં લેવા માટે હું મુખી તેના હાથથી માતાજીના નામનો કસુંબો લઉ છુ. જ્ઞાતિ બહાર થયેલ વ્યકિત બધાને પ્રણામ કરી ચારણ ભાઈઓને રામ રામ કરે છે. તે પછી દાળ, ભાત, શાક અને લાપસી (ખીચડો) આવેલ ભાઈઓને જમાડાય છે અને આ રીતે તેને જ્ઞાતિમાં લેવાય છે.

**હુન્નર-કલા**

ચારણો પોતાનું ઘર જાતે બનાવે છે. ખાટલા પણ જાતે બનાવે છે. ભીંડીમાંથી જાતે દોરડું બનાવે છે. પાથરણું તથા ઊનનું તોરણ બનાવે છે. સ્ત્રીઓ બારણાની બારશાખ જોડે હમાર બનાવે છે અને આજુબાજુ ચાકડો બનાવે છે. આ ઉપરથી તે સ્ત્રીમાં કેટલી આવડત છે તે જાણી શકાય છે. સ્ત્રીઓ લીંપણકામ પણ કરે છે. સ્ત્રીઓ માટીમાંથી અનાજ ભરવાની કોઠીઓ પણ બનાવે છે. મોતીમાંથી નાળિયેર પણ બનાવે છે. ચુલો પણ જાતે બનાવે છે. ચુલામાં બાળવાના છાણાં પણ તે થાપે છે. ચારણો રહેવા માટે કૂબા પણ જાતે બનાવે છે. આવા કૂબા હજુ પણ બનાસકાંઠાના ચારણોના ગામોમાં આજે પણ જોવા મળે છે. કૂબા એટલા કુશળતાથી બનાવાય છે કે ચોમાસામાં એમાં એકપણ ટીપુ વરસાદનું પડતું નથી. આ કૂબા કુટુંબની જરુરિયાત

મુજબ નાના કે મોટા બનાવાય છે. કૂબામાં તેઓ પોતાના ઢોરોને પણ રાખે છે. તેઓ ગોફણ પણ બનાવે છે. ગોફણનો ઉપયોગ તેઓ વન્યપાણીઓને દૂરથી મારવા માટે કરે છે. પાસે આવીને કોઈ મારે તો સ્વબચાવ માટે તેઓ ડાંગનો ઉપયોગ કરે છે. કોઠસૂઝ વિશે તેમનામાં એક દૂહો છે.

તરવુ તસકરવુ તંતરવુ નાડી ન્યાય
રાઘુ પાઘુ પારખુ આઠે આપ કળા

સ્ત્રીઓ ગોદડી બનાવે છે. તેઓની ગોદડી અન્ય સમાજ કરતા કંઈક અલગ છે. તેઓ એક બાજુએ સફેદ કાપડ રાખે છે. જે નવું પણ હોય છે અને પુરુષો જે ધોતિયું પહેરતા હોય તે પણ હોય છે. બીજી બાજુ તેઓ રંગીન કાપડ રાખે છે. ગોદડી ઓઢવાની રીત પણ તેઓની અનોખી હોય છે. ઓસરીમાં એક સાથે હારબંધ ખાટલા નાખી સ્ત્રીઓ તથા પુરુષો સુવે છે. પુરુષો સુઈ જાય ત્યારે ગોદડીનો સફેદ ભાગ ઉપર આવે એ રીતે તેઓ ગોદડી ઓઢે છે. સ્ત્રીઓ રંગીન ભાગ ઉપર આવે એ રીતે ગોદડી ઓઢે છે. વહેલી સવારે અથવા તો અચાનક કોઈ પુરુષનું કામ પડયું હોય ત્યારે પુરુષને તેઓ ગોદડીનો સફેદભાગ જોઈને તેની ગોદડી ખેંચીને તેને જગાડે છે. તેની પાછળ મર્યાદા જળવાય રહે છે. જો ભૂલથી કોઈ આ રીતે સ્ત્રીની ગોદડી ખેંચે તો તેને ઠપકો આપે છે કે અલ્યા તને એટલી પણ ખબર નથી કે આ સ્ત્રી સૂઈ રહી છે?

### પશુપંખી વિશેનો દૃષ્ટિકોણ

ગાય, બળદ અને ભેંસોને મદદકર્તા ગણે છે. બિલાડી તથા કુતરાના શુકન લેતા નથી. ચાંદલા

વગરની સ્ત્રી, વિધવા સ્ત્રી કે ખાલી બેડે સામે મળેલી સ્ત્રીના તેઓ શુકન લેતા નથી. નોળિયાને તેઓ શુકનવંતો ગણે છે. કુતરુ કાન કરે તો કોઈ કામે જવુ નહિ. કુતરુ રડે તો અપશુકન કહેવાય.

કાળીચૌદશના દિવસે ગાય, ભેંસનું આરોગ્ય સારુ રહે તે માટે મળીંદાની પૂજા કરે છે. આંગણામાં ઘંઉની બાટી બનાવે છે તેને ભાગીને તેમાં ગોળ અને તેલ નાંખીને તેના બાર લાડુ બનાવે છે. આને મલિંદો કહે છે. છોકરા તથા છોકરીઓ આ લાડવા ખાઈ જાય છે. સ્ત્રીઓ આ લાડુ ખાતી નથી અને હનુમાન દાદાના મંદિર પણ જતી નથી. હનુમાન દાદાને તેલ ચઢાવે છે. અગરબત્તી કરી શ્રીફળ વધેરે છે.

જે તે ગામમાં ચારણોનો એક મેઘવાળ હોય છે. ઢોર મરી ગયું હોય તો આ મેઘવાળ તેને લઈ જાય છે. મેઘવાળ બાર મહિને એકવાર તુવેર, દાણા, ચોખા લઈ જાય છે. આને ખડુ લઈ જાય એવું કહેવાય છે. મેઘવાળ વારે તહેવારે પણ અનાજ ઉઘરાવવા આવે છે.

**ભેંસોને ભડકાવે**

નવા વરસના દિવસે ગાય તથા ભેંસોને ચારવા લઈ જાય છે ત્યારે ત્યાં બપોરે ખાલી ડબ્બો તથા લાકડી લઈને જાય છે. લાકડીએ ડબ્બો ભરાવી ખખડાવામાં આવે છે તેથી ભેંસો ભાગે છે. આ રીતે ભેંસોને રમાડવામાં આવે છે તેને શુકન ગણે છે. આ દિવસે ઘી, તેલ અને શીંગો ઢોરને નાંખવામાં આવે છે. ધનતેરસના દિવસે ગાયો તેમજ ભેંસોને ચાંલ્લા કરવામાં આવે છે.

પશુઓની લેવડ-દેવડ તેઓ અન્ય સમાજ સાથે કરે છે.

ચોરાસી લાખ અવતાર
પશુ લાખ ત્રીસ, અગિયાર લાખ કીટ
જળખાળ વીસ લાખ, પક્ષીના દશ લાખ અવતાર
ચાર લાખ અવતાર વાંદરના, જળના જીવ નવ લાખ
એક મનુષ્ય અવતાર

## વનસ્પતિ જગત/પ્રાકૃતિક તત્ત્વો વિશેની દૃષ્ટિ

વધારે ઠંડી પડે તો ઘંઉ સારા પાકે છે. હિમવર્ષા થાય તો કપાસ નાશ પામે છે. ગમે તેવી ઋતુમાં બાજરાના પાકને નુકશાન થતું નથી. બેનને રતવા થયો હોય તો રતવેલિયાના વેલનો રસ પીવડાવાથી રતવા મટે છે. બાળકને રતવા થયો હોય તો રતવેલિયાના પાન અને વેલા સાથે તેનો રસ ચોપડે તેમજ પીવડાવે છે. રતવેલીયો ના મળે તો હાથીની લાદથી બાળકને નવડાવાથી રતવા મટે છે. બાળકને શ્વાસ ચઢે( હફણી) તો આધેડાના છોડની ઈયળ માટી સાથે હોય તેને ચોપડવામાં આવે છે. આ ના મળે તો સાપનો સંડાસ (મધુરી) માટી સાથે લઈ આવી લાડવો બનાવી ચોપડવામાં આવે છે. માટી સાથે એટલા માટે લાવવામાં આવે છે કે તેને અડકવાથી તે પાણી બની જાય છે. આ પણ ના મળે તો નાના કાંટાવાળુ શિળોપક્ષી મરેલું હોય તે લઈ આવી આના કાંટા અને ચામડા પર અંગારો મુકી તેનો ધુમાડો આપવાથી મટી જાય છે. નાના બાળકને ગરમી હોય તો કેસુડાંના ફૂલને પાણી સાથે સૂર્યની ગરમીથી ગરમ કરી તે પાણીને થોડું ઠંઠુ કરી

નવડાવાથી ગરમી દૂર થાય છે. આંબળા વધારે થાય તો કઠોળ સારુ પાકે છે. કેસુડાંને ફાફડા સારા લાગે તો કઠોળ વધુ થાય છે.

ડુંગરમાં જડતત્વ છે. એ ચૈતન્યનું કામ કરી શકે છે. તેમાં આત્મા છે. પહાડમાં ચૈતન્ય ના હોય તો રાખેંગારના પિતાને જયારે મુસલમાનોએ ચઢાઈ કરી ત્યારે રાણકદેવીએ ગિરનારને ઠપકો આપ્યો કે હે ગિરનાર તું આટલો મોટો પહાડ વસ્યો છે અને રાજાને આ મારવા આવ્યા છે તું સહાય ના કરી શકે તો નકામો ગણાય. તેથી ગિરનારના મોટા મોટા પથ્થરો જુનાગઢનો નાશ કરવા પડવા લાગ્યા અને બંને પક્ષોને મારવા લાગ્યા. મોટો પહાડ તૂટીને આવતો હતો એટલે રાનવઘણે હાથ આડો કર્યો તેથી તેની ઉંચાઈ એટલી રહી ગઈ.

પાવાગઢનું નામ પાવાગઢ નહિ પણ પવનગઢ હતું. પાંડવોના વખતમાં તે ચંપાનગરી હતી અને પહેલા તેનું નામ પવનગઢ હતું. તે ખૂબજ ઉચો હતો. કોઈના શ્રાપથી તેનો ત્રીજો ભાગ પૃથ્વીમાં સમાઈ ગયો અને તેનો એકજ ભાગ જમીન પર રહ્યો એટલે એનું નામ પાવાગઢ થઈ ગયું. કૃષ્ણના સમયમાં ચંપાનગરીમાં મોરધ્વજ નામે રાજા હતો. આ રાજાનો પુત્ર સુધનવા કૃષ્ણનો મહાન ભકત હતો. પાંડવોને રાજસૂય યજ્ઞ કરવાનો થયો તે વખતે દરેક રાજાને જીતવાના હતા. અર્જુનને ખુબ ગર્વ હતો કે હું જ મહાન ભકત છું. આ ગર્વ તોડવા શ્રીકૃષ્ણ મોરધ્વજના રાજયમાં અર્જુન સાથે આવ્યા. યુધ્ધ માગ્યું. મોરધ્વજે એવું ફરમાન કર્યુ કે પાધડી બાંધતો દરેક માણસ નવ વાગ્યે રાજસભામાં આવે અને ના આવે તેને મોટી કઢાઈમાં ઉકળતા

તેલમાં નાખવો. સુધનવાને રોજ બે કલાક શ્રીકૃષ્ણની ભકિત કરવાનો નિયમ હતો. તેથી તે સમયે આવી શકયો નહિ. કઢાઈમાં નાંખવાનો નિયમ સુધનવાને લાગુ પડયો તેથી તેને કઢાઈમાં નાંખવાનું નક્કી થયું. સુધનવાએ શ્રીકૃષ્ણને યાદ કર્યા. પોતે કઢાઈમાં પડયા. તેલ ઠંડું થઈ ગયું અને આમ સુધનવાને કોઈ પણ પ્રકારની ઇજા ના થઈ. બીજીવાર તેલ ગરમ કરી તેલમાં પડવાનું કહેતા તેઓ તેલમાં પડયા તેમ છતાં કાઈ થયું નહિ. પછી શ્રીકૃષ્ણએ અર્જુનને સુધનવા સામે યુધ્ધ કરવા કહ્યું. સુધનવાએ અર્જુનને બાણ મારી માથું છેદયું. માથું શ્રીકૃષ્ણના ખોળામાં પડયું તેથી કૃષ્ણએ તેને મુકિત આપી. અર્જુનનો ગર્વ આ રીતે ઉતાર્યો. આમ પાંડવોએ રાજસૂય યજ્ઞ પુરો કર્યો.

## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ

ચારણ સમાજમાં સંયુકત તેમજ વિભકત બંને પ્રકારની કુટુંબપ્રથા હોય છે. બેત્રણ પેઢી સુધી બધા ભેગા રહે છે. પરિવાર વધતા કુટુંબો અલગ થાય છે. દાદા ના હોય તો પપ્પાને માનપાન મળે છે. આમ તો માને ને બાપને સરખુ જ માન હોય પણ બાપને વધુ માન મળે છે. માતાપિતાને દેવ ગણે છે. માતાપિતાની દયાથી કાયા બંધાય છે તેથી ગુરુ અને ભગવાનથી પણ માતાપિતા મહાન ગણાય છે. વંશમા જો છોકરી હોય તો છોકરીમાં તેઓ માતાજીનું સ્વરુપ હોય છે એમ તેઓ માને છે.

સંતાન ના હોય તો પુરુષો બીજા લગ્ન કરે છે. જો સંતાનમાં માત્ર દીકરીઓ જ હોય તો પણ તેઓ બીજુ લગ્ન કરે છે. નાની ઉંમરમાં સ્ત્રીનું મૃત્યુ થાય તો પણ બીજા લગ્ન કરે છે. સ્ત્રી નાની ઉંમરમાં વિધવા

થઈ હોય અને સંતાન ના હોય તો બીજુ લગ્ન કરે છે.

## મૈત્રી અને દુશ્મની

મિત્ર વિશેના કેટલાક દુહા છે.
-મિત્ર એડા કીજીએ ઢાલ સરીખા હોય
સુખમે પીછે હઠ કરે દુ:ખમે આગે હોય
-મિત્ર એડા કીજીએ જેડા કુવારા કોષ
પછાડે પાણી દીયે રુદિયે ના લાવે રોષ

જે વ્યકિત આપણા દુ:ખને સમજી શકે તેને મિત્ર ગણવો. દુ:ખમાં સહાયકારી બને ખોટા ખોટા દુ:ખ ઉભા ના કરે તે મિત્ર. આપણે તેને ગમે તેટલો પોતાનો ગણતા હોય પણ આપણી લાગણીની અવગણના કરે અને આપણને પારકો ગણે આપણી બાજુ ના થાય અને હંમેશા આપણને હેરાન કરવાના કાવતરા કર્યા કરે તેને આપણો દુશ્મન ગણવો. જે માણસ આપણી જમીન, સંપત્તિને વિના કારણે લઈ લેવા માંગે અથવા આપણી સ્ત્રી, બેન કે માતાનું હરણ કરે સમજાવા છતાં માને નહિ તો તેને અમે મારી નાંખીએ. આ પરિસ્થિતિમાં સમાજ જ્ઞાતિ બહાર કરી શકે નહિ.

## વિશ્વના તત્વોની જીવન પર અસર અને માન્યતા

સૂર્ય પ્રકાશમય છે. એ છુપ્યો ના રહે ને ગમે તેવા સુખ દુઃખમાં તે ઉગે જ છે. એ મનુષ્યને બતાવે છે કે મારા પ્રમાણે તમે પણ પ્રકાશ (જ્ઞાન) આપી એકબીજાને સહાય કરો. ચંદ્ર એ સમજાવે છે કે મારો પ્રકાશ ઓછો છે. સૂર્ય જેવી ગરમી નથી. આમ હોવા છતાં હું દરેકને ઠંડક આપુ છું. મારા પ્રકાશમાં થોડુ ઘણું કામ લોકો કરી શકે છે. આમ ચંદ્ર અને સૂર્ય આપણને પ્રકાશનો બોધ આપે છે.

સૂર્ય અને ચંદ્ર પહેલા હતા નહિ પરંતુ પૃથ્વી પર વસ્તી વધતા એ વસ્તીને નિયંત્રણમાં લાવવા અને ફરીથી તેમનામાં ભળી જવા માટે ભગવાને સૂર્ય, ચંદ્ર, તારા, જળતત્વો, પશુપંખીઓનું નિર્માણ કર્યુ. એ પહેલા હીરાના જ તેજ હતા. તે વખતે અનાજનો ખોરાક ન હતો. લોકો દૂધ પર જ જીવન ગુજારતા હતાં. સૂર્ય અને ચંદ્ર આવ્યા પછી જ ભગવાને સતયુગ સ્થાપ્યો. મનુષ્યોને  ફળનો આહાર આપ્યો. ભરણપોષણ માટે તેઓએ અન્ન ઉત્પન્ન કર્યુ. તે વખતે અનાજ એક જ વાર વવાતું અને સાત વાર લણાતું. દ્વાપરમાં પણ આ જ પ્રકારે થયું. રાવણને મારી નાંખવા માટે ભગવાને થોડા જ સમયમાં દ્વાપરને પુરો કરી ત્રેતાયુગનું નિર્માણ કર્યુ. આ યુગમાં અનાજ એકવાર વાવતા અને ત્રણ વાર લણાતું. ત્યાર પછી ભગવાન કૃષ્ણે જન્મ લીધો. ત્રેતાયુગ પછી કળિયુગમાં અનાજ એકવાર વાવી પોતાના ભાગ્ય પર જ લણાતું થયું. આ યુગમાં આયુષ્યનું કાઈ નક્કી નથી. જેવુ કર્મ કરે તેમ આયુષ્ય વધે કે ઘટે છે. સતયુગમાં માણસો હજારો યુગ જીવતા. દ્વાપરમાં પણ આટલુ જ આયુષ્ય હતું. ત્રેતાયુગમાં હજાર વર્ષ જીવતા. કળિયુગમાં કર્મ ધર્મ પ્રમાણે આયુષ્ય થયું.

ધનતેરસના દિવસે ધરતીની પૂજા કરીએ છીએ. માતાજીના સ્થાનકે  દીવો કરીને નવું અનાજ થાળમાં મુકીને પૃથ્વીને કહીએ કે હે માતાજી આ અનાજ તમને અપર્ણ કરીએ છીએ. તમને કષ્ટ આપી અમે અનાજ ઉગાડયું છે. અમને માફ કરજો. આમ કહી ધરતીને વિનંતી કરે છે.

**અન્ય સમાજ સાથે ઉચ્ચ અવચતાની ભાવના**

પોતાનાથી ઉચા કોઈ નથી એમ તેઓ માને છે. પણ તેઓ ચારણ બ્રાહ્મણને ઉચા ગણે છે. તેઓને અન્નદાન કે વસ્ત્રદાન કરે છે. તેઓ કોઈ પણ ચારણને ઘેર આવે તો તેઓ તેમને અલગ રસોઈ આપે છે. આ બ્રાહ્મણો જાતે રસોઈ બનાવે છે અને ખાય છે. ચારણો તેર તાંસળીવાળાને પોતાના માને છે. તેઓ સાથે રોટી વ્યવહાર રાખે છે. તેર તાંસળીવાળાને તેઓ પોતાના રસોંડે જમાડે છે. અન્ય જાતિના લોકોને તેઓ પોતાના રસોડામાં પ્રવેશવા દેતા નથી. તેઓને ઓસરીમાં ચા કે ખાવાનું આપે છે. પોતાની કાંસાની તાંસળીમાં ખાવા કે ચા આપતા નથી. સ્ટીલના વાસણમાં આપે છે. ભૂલથી જો કોઈને આમા ખાવા અપાઈ જાય તો તેની પાસે તે વાસણ ધોવડાવે છે. આ વાસણને તેઓ આગમાં તપાવે છે અને પછી જ તે વાસણનો ઉપયોગ ઘરમાં કરે છે. આમ કરવા પાછળનું કારણ એ છે કે જો અન્ય જાતિના માણસે કાંસાની તાંસળીમાં ખાધું હોય તો તેમના સંસ્કારો આ વાસણમાં આવી જાય છે તેથી તેઓ ખાવાનું આપતા નથી.

**પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના**

પણિયારુ, ચુલો, મઢ, ઉમરાને પવિત્ર ગણે છે. દિવાળી તથા નવરાત્રિના દિવસોને નવા દિવસો ગણે છે અને તેને પવિત્ર ગણે છે. હોળીના દિવસને તેઓ પવિત્ર ગણતા નથી પણ તે પછીનો દિવસ ધુળેટી (ટાઢાપૂર્ણ) ને તેઓ પવિત્ર માને છે. આ દિવસે સ્ત્રીઓ બેંડે બેંડે પાણી રેડીને તેને ઠંડી કરે છે આને ટાઢાપૂર્ણ કહે છે. શ્રાવણ મહિનાને પવિત્ર ગણે છે. બ્રાહ્મણને પવિત્ર માને છે. નાનુ બાળક કે જે છ મહિનાનું થાય ત્યાં સુધી તેમાં ભગવાનનો વાસ હોય છે તેથી તે પવિત્ર ગણાય છે. ઘરની બારશાખને પવિત્ર ગણે છે. માસ તથા દારૂ-તાડીને અપવિત્ર ગણે છે. ચારણો હરિજન આંગણામાં જમે તો ઘણું પુન્ય મળે છે એમ માને છે. પણ હરિજન એક જગ્યાએ બેસીને ખાતો નથી તે થોડો થોડો ખસતો જાય અને ખાતો જાય છે. ગમાણને પવિત્ર ગણે છે. વ્યકિત જયાં રહે છે તે જગ્યા, દેવમંદિર, તીર્થઘાટને પવિત્ર ગણે છે. તળાવ તથા નદીને પવિત્ર ગણે છે. સવારના ત્રણ વાગ્યા પછી દિવસ ઉગ્યાના કિરણો તે પવિત્ર છે. મેઘવાળને અપવિત્ર ગણે છે. પરંતુ તે સામો મળે તો પવિત્ર ગણે છે. ઝઘડો કરવા જતા હોય અને મેઘવાળ જો પાછા વાળે તો વળી જવુ જો પાછા ના વળીએ તો સફળતા મળતી નથી. તુલસી, વડ, પીપળો, સમડી, આંબાને પવિત્ર માને છે. ગાય, કૂતરો, નોળિયો તથા દેવચકલીને પવિત્ર ગણે છે. માતાજીના સ્થાનકને પવિત્ર ગણે છે. પૂર્વ દિશાનું બારણું એ પવિત્ર ગણે છે.

## મનોરંજનની રીતો

સમાજના જે તે પ્રસંગે કસુંબો પીવાય ત્યારે આનંદ મળે છે. મોસમમાં વરસાદ પડે ત્યારે ખૂબ જ ખુશી થાય કેમકે હવે ધરતી હરિયાળી બનશે. પાનખર પછી તમામ વનસ્પતિ ખીલે છે અને દરતી સોળે કળાએ ખીલી ઉઠે છે ત્યારે આનંદ આવે છે. દિવાળીના દિવસે રામનો રાજયાભિષેક કરેલો તેથી તે દિવસે વધારે ખુશી થાય છે. કોઈના સંબંધ જોડવાના હોય, રિહામણા મણામના કરવાના હોય ત્યારે કસુંબો પીવાથી આનંદ મળે છે.

## સમાજની ઓળખરુપ વિશિષ્ટ આવડતો

ચારણના ઘરે મહેમાન આવે ત્યારે તે લાકડીને આડી મુકે છે તેથી ચારણ સ્ત્રીઓને ખબર પડી જાય છે કે મહેમાન રોકાવાના છે. તે પતિને પુછયા વગર તેઓ મહેમાન માટે ખાવાનું બનાવી દે છે. જો આવનાર મહેમાન ઉભી લાકડી મુકે તો સમજાય છે કે આવનાર મહેમાન ચા પાણી કરીને જતા રહેશે. તેથી ચારણ સ્ત્રીઓ ચા પાણીની વ્યવસ્થા કરે છે. મહેમાન ઘોડા પર આવે અને જો એ પોતાનો સામાન ઘોડા પરથી ના ઉતારે તો એવું જાણવું કે તે રોકાશે. અને જો એ પોતાનો સામાન ઘોડા પરથી ઉતારે તો તે એક બે દિવસમાં જતા રહેશે એવું મનાય છે. ભેંસ ભુખી થઈ હોય કે તરસી થઈ હોય તો તરત જ ખબર પડી જાય છે. ઘી બનાવવાની રીત અનોખી હોય છે.

## ચારણી ભાષા

### ભાષા ઈતિહાસ

'ચારણી' ગુજરાત અને રાજસ્થાનના વિવિધ પ્રદેશોમાં મધ્યકાળથી વસવાટ કરતી જાતિઓની ભાષા છે. આને -

૧. રાજસ્થાનમાં વસતા ચારણોની રાજસ્થાનીની વિશેષ અસર છે તેવી અને

૨. ગુજરાતમાં વસવાટ કરતી ચારણ જાતિઓની ગુજરાતી ભાષાના વિશેષ પ્રભાવ ધરાવતી ચારણી.

એવા બે મુખ્ય પ્રકાર કે વિભાગોમાં વ્હેંચી શકીએ. આ બન્ને મૂળભૂત 'ચારણી' ચારણ નામની વિશેષ પશુપાલક અને કૃષિનો વ્યવસાય કરતી જાતિઓની ભાષાનો કુળગત સંબંધ મારુ-ગુર્જરની (old western Rajasthani ) સાથે છે. ઈ.સ. ૮૦૦ પછી જ્યારે પશ્ચિમ ભારતમાં પણ શૌરસેની અપભ્રંશમાં પરિવર્તન આવતાં મારુ-ગુર્જર જન્મી અને બારમીથી એમાંથી ગુજરાતી, રાજસ્થાની, મારવાડીનાં ભાષાસ્વરૂપો બદલાતાં ચૌદમી સદીના ગાળામાં ૧. જયપૂરી ૨. માળવી ૩. મારવાડી અને ૪. ગુજરાતી વગેરેનાં ભાષા તરીકેનાં વ્યાવર્તક લક્ષણો બંધાતાં ગયાં. એ જ સમયે મારુ-ગુર્જરનો જે જાતિસમૂહ પહાડ- વનાદિમાં

વસવાટ કરતો હતો તેમની ભીલી ભાષા અને જે પશુપાલક જાતિઓ ઉત્તરમાંથી ઉતરી આવી એમનામાં બોલાતી ચારણી ભાષા પણ સાહિત્યના માધ્યમની ભાષાના રૂપમાં અને લોકોના વ્યવહારની રોજિંદી વપરાશની બોલીમાં કેટલાંક પરિવર્તનો થયાં. આમ, શૌરસેનીમાંથી જે અપભ્રંશ ભાષા જન્મી અને પાયામાં શૌરસેની અપભ્રંશ હતી તે મારુ-ગુર્જરમાં જ એક જાતિગત પેટા એકમની ભાષાઓમાં ભીલી અને ચારણી બન્નેનો પણ સમાવેશ થાય છે. ચારણીનો જે બીજો પ્રકાર એટલે કે ગુજરાતના વિવિધ પ્રદેશોમાં બોલાતી અને રાજસ્થાનમાં પણ પ્રવર્તતી જે ચારણી છે તેમાં પણ બે પ્રકાર જોવા મળે છે. એમાં એક પ્રકાર એવો છે જેમાં તે ભાષાવર્ગની બોલાતી ભાષાનો ज्ञहम् यतयिंक्षि छ्कषफतविंफक्षश નો સમાવેશ થાય છે અને બીજો એવો પણ પ્રકાર છે જેનો ચારણોએ સાહિત્ય-ભાષા તરીકે ઉપયોગ કર્યો અને સાહિત્યની અભિવ્યક્તિ માટેની આ ખાસ કે વિશિષ્ટ ભાષાને ડિંગળી એવું નામ મળ્યું અને વ્રજભાષા અને વ્રજની કાવ્યબાની અને કાવ્યપરંપરાને અનુસરતી ભાષાએ સંસ્કૃત- પ્રાકૃતનાં કેટલાક લક્ષણો આમેજ કરીને 'ગગનમ્, વિશાલમ્' જેવા શબ્દપ્રયોગો કર્યા અને રીતિકાલનું એનાં કાવ્યસ્વરૂપો પર અસર ધરાવતું સ્વરૂપ બંધાયું. ડિંગળી કોને કહેવી અને એનાં મુખ્ય લક્ષણો કયાં છે, તે વિશે મતમતાંતરો પ્રવર્તે છે તે બાજુમાં રાખીને એટલું તો જરૂર નિશ્ચિત રૂપમાં કહી શકાય કે ચારણી-ભાષાનો આ પ્રકાર બોલાતી આમવર્ગીય ચારણીથી કેટલોક જુદો છે, વિશિષ્ટ અને પરંપરાગત છે પરંતુ એનાથી પડતો તફાવત એટલો નથી કે તે ચારણી બોલનારને ન સમજાય. ડિંગળી મહદંશે તો મારુસ -ગુર્જરના કુળની કોઈ પણ નવી આર્ય ભાષા -એટલે કે રાજસ્થાની, ગુજરાતી, મારવાડી વગેરે-બોલનારો વર્ગ સમજી શકે છે. આથી. ચારણીની બહુધા

'ડિંગળી' તરીકે ઓળખાતી આ ભાષા એવી જે સાહિત્યભાષા છે અને તે ગુજરાતી અને રાજસ્થાની ભાષા ક્ષેત્રના બધા જ ભાષકો સમજી શકે તેવી છે. આ ભાષાની મધ્યકાળથી રચાતી રહેલી અનેક કૃતિઓની હસ્તપ્રતો રાજસ્થાન અને ગુજરાતીમાં છે. આમ નિશ્ચિત રૂપે આ ચારણ બોલીનું પ્રશિષ્ટીકૃત એવું સાહિત્યના માધ્યમ માટે પ્રયોજાતી ભાષાનું રૂપ છે.

ગુજરાતમાં ચારણ-જાતિમાં બોલાતી ચારણી ભાષા સ્વરૂપ, પ્રદેશ અને જાતિ પ્રમાણે કેટલીક ભિન્નતા ધરાવે છે. ગુજરાતમાં જે ચારણોની મુખ્ય જાતિઓ છે અને પ્રદેશ પ્રમાણે જેમનો સંબંધ કચ્છ, સૌરાષ્ટ્રના બરડા, ગીર વગેરે પંથક સાથે છે તેમની ચારણીમાં પાયામાં તો મૂળ એક જ ચારણી છે પરંતુ પ્રદેશગત અસરના કારણે જ કેટલાક શબ્દો, શબ્દપ્રયોગ બદલાય છે. દષ્ટાંત આપીને સ્પષ્ટ કરવું હોય તો કહી શકાય કે જેમ ગૌર્જર- અપ્રભંશના જ એક મુખ્ય પ્રકારો જેવા શૌરસેની અપભ્રંશ અને કે.કા. શાસ્ત્રી જેને વ્રાચડ અપભ્રંશ કહે છે તેના કારણે કચ્છી જન્મી અને કચ્છી ભાષાના પણ પ્રદેશ અને જાતિ પ્રમાણે બાબાણી કચ્છી, જાડેજી કચ્છી, જતની કચ્છી જેવા વિવિધ ભેદો અસ્તિત્વમાં આવ્યા અને ગુજરાતી ભાષાની હાલારી બોલીના પ્રભાવને કારણે કચ્છીના પણ 'વાઘેરી' જેવી પેટાની પણ પેટા બોલી અસ્તિત્વમાં આવી. તે જ રીતે ચારણી પર, એટલે કે મૂળ મારુ-ગુર્જરની પાયાની ભૂમિકાની ચારણી પર ગુજરાતના વિવિધ પ્રદેશોમાં વસવાટ કરવાને કારણે તે તે સ્થાનિક સોરઠી, ઝાલાવાડી, ગોહિલવાડી વગેરે બોલીઓની અસર પડી અને એમાંથી જ ચારણીના ચાર-પાંચ પેટા પ્રકારો અસ્તિત્વમાં આવ્યા છે. પરંતુ જેમ જે કંઈ મધ્યકાલીન કચ્છીમાં લખાયેલું સાહિત્ય કચ્છીના કોઈ પણ પેટા પ્રકારનો ભાષક વર્ગ સમજી

શકે છે, તેમ સાહિત્યની જેમાં રચના થઇ ચે તે ચારણીને પણ ચારણીના કોઇ પણ પેટા પ્રકારે બોલનારે સમજી શકે છે. ચારણી ભાષાનું સાહિત્ય છેક સોલંકી કાળ જેટલું જૂનું છે. કચ્છના નામાંકિત રાજા લાખા ફૂલાણી જેમનો સમય ઈ.સ.૮૫૫ થી ૯૭૯નો નિર્ધારિત થયેલો છે તેના સમકાલીન ચારણ કવિ માવલ વરસડાની રચનાઓ અને મૂળરાજ સોલંકી પછીના તે વંશના ભીમદેવ, સિદ્ધરાજ વગેરેના સમયગાળામાં પણ જે ચારણી સાહિત્ય રચાયું તે મળે છે. આમ, સોલંકીકાળથી રાજપૂત શાસનનો અંત, સલ્તનતકાળ, મુગલકાળ અને બ્રિટિશ શાસનના કાળ સુધી ચારણ અને બારોટને રાજસભામાં ગૌરવપૂર્ણ સ્થાન મળતું રહ્યું અને તેમણે રચેલી હજારો કર્તાઓની રચનાઓ કયાંક છૂટક દુહાના રૂપમાં તો ક્યાંક હસ્તપ્રતના રૂપમાં જળવાયેલી છે.

**ભાષાસ્વરૂપ**

ગુજરાત સ્થિત ચારણોની બોલી/ભાષા પર ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ ખાસ અધ્યયન થયાં નથી, પરંતુ શ્રી ઝવેરચંદ મેઘાણીએ ચારણી સ્રોતની કથાઓમાં પાત્રના સંવાદોમાં ચારણી બોલીનો પ્રયોગ કર્યો અને ગુજરાતી જાણનાર સમજી શકે તે હેતુએ શબ્દો વગેરે સમજાવ્યા. ડૉ. ગોવર્ધન શર્માએ ડિંગળી પર હિંદી ભાષામાં મહાનિબંધ લખ્યો છે તેમાં ડિંગળી સંદર્ભે રાજસ્થાન સ્થિત બોલી  વિશે દર્શાવ્યું છે. ચારણી સાહિત્યનો સવિગત ઇતિહાસ રતુદાન રોહડિયાએ લખ્યો, જેનું ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર દ્વારા ઈ.સ. ૧૯૮૫માં પ્રકાશન થયું છે. એમાં 'ચારણી સાહિત્ય' એ પર્યાયની તથા ઉદ્‌ભવ-વિકાસની

વિગતે ચર્ચા છે. તેમાં ગુજરાતી સમજનારને દષ્ટિમાં રાખીને ચારણીમાં જે કેટલાક શબ્દોનું રૂપ તથા લિંગ જુદાં છે તે દર્શાવ્યું છે, ગુજરાતી ભાષાની એક બોલી 'સોરઠી'ની સાથે દુહાના દષ્ટાંતની આપીને સમજાવી છે.

આમ, ભાષાશાસ્ત્રીય દષ્ટિએ ચારણીનો અભ્યાસ થયેલો જણાતો ન હોવાથી, તે ભાષાના સ્વરૂપ અંગે, આ તબક્કે આટલું દર્શાવી શકાયઃ

૧. મારુ-ગુર્જર કુળની ભાષા છે એથી એનો કુળગત સંબંધ રાજસ્થાની અને ગુજરાતી બંને સાથે છે.
૨. ગુજરાત સ્થિત ચારણો ગુજરાતના જે જે પ્રદેશોમાં વસવાટ કરે છે, તે તે પ્રદેશોની સ્થાનિક ગુજરાતીની બોલીની અસર ઝીલે છે. દા.ત., કચ્છમાં કચ્છીની કેટલીક અસર છે તો મારુ-ચારણની બોલી પર થરપારકર રાજસ્થાનનો વિશેષ પ્રભાવ.
૩. ગુજરાતમાં ગીરમાં તથા બરડામાં જે માલધારી ચારણોનો વસવાટ છે, તેમની બોલીમાં જ મૂળ ચારણીનો પ્રભાવ વિશેષ રહ્યો છે. એ સિવાયના ગુજરાતના વિસ્તારમાં વ્યવહારભાષા મુખ્યત્વે ગુજરાતી છે.
૪. મૂળ ચારણીના શબ્દોનું એ રૂપ છે તેમાં કેટલાક પ્રાકૃતના તેમજ મધ્યકાલીન મારુ-ગુર્જરનાં શબ્દો જળવાયા હોય એવું લાગે છે.
૫. ચારણી ભાષા અને સાહિત્ય પર ડૉ. એલ.પી. તેસીતોરી, ડૉ. મોતીલાલ મેનારિયા વગેરે જે જે વિદ્વાનોએ લખ્યું છે તેમની ચર્ચાના કેન્દ્રમાં 'ડિંગળી'એટલે કે જે એક વિશિષ્ટ સાહિત્ય માધ્યમની

ભાષા છે તે રહી છે. આથી વ્યવહારમાં પ્રયોજાતી અને લોકો દ્વારા બોલાતી ચારણી વિશે એમાં ઓછું લખાયું, ચર્ચાયું છે.

આમ, બોલાતી ચારણીના, ગુજરાત પ્રદેશમાં વિવિધ -પ્રકારો છે, પરંતુ એ બધા જ પેટાભેદોનું જેમાંથી સર્જન થયું છે અને જેને Basic Charni કહી શકીએ તે અહીં દૃષ્ટિમાં રાખીને તેના શબ્દ પ્રયોગ, કથા-કવિતાની રચનાઓ વગેરે આપ્યાં છે.

**વ્યાકરણગત ખાસિયતો**

**સર્વનામ**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| મું | હું | મુંહે | મને |
| મોળો | મારો | તમણો | તમારો |
| યાની | એની | કમણ | કોણ |
| કીં | શું | કેવાનો | શાનો |

**ક્રિયાપદો**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ઈદો | આવ્યો | ઈદી | આવી |
| ગો | ગયો | દીના | દીધા |
| હુતો | હતો | નસેં | નથી |

**વર્તમાનકાળનો પ્રત્યય ‘છું’ નહિ પણ ‘સા’ છે**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| જાણતો સાં | જાણું છું | ભણતો સાં | કહું છું |

**કૃદંતમાં પણ આગવી લાક્ષણિકતા**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આવેંને | આવીને | ટાંપેને | ટાંપીને |
| લે આવ્યા | લઈ આવ્યા | | |

**અવ્યયો**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આંસે | અહીં | તીસે | ત્યાં |
| કીસેં | ક્યાં | કેવા સારુ | શા માટે |

**શ,ષ અને સ ને બદલે મોટા ભાગે 'સ' પ્રયોજાય છે.**

**ય નો જ થાય છે. યોગી-જોગી, યજ્ઞ-જગન**

**ભાષાના નમૂના રુપે બે ત્રણ સાહિત્યિક કૃતિઓમાં ઉદાહરણો જોઈએ :**

૧. ।।ગીત સાણોર- જગદંબા કરણીજી રો ।।

**કર્તાઃ ખેતદાનજી મીસણ**

અરજ કરાં સાંભળે આવ શગતી અબે, ગરજ મુજ પડી છે એથ ગાઢી
અઠે મા આવજે રૂપ તૂં આવડા, દેવિયાં વડેરી દેવ ડાઢી...૧

(હે જગદંબા ! હે મેહાજીનાં પુત્રી કરણીજી ! હે શક્તિ ! આજે હું આપને અરજી કરું છું, તે સાંભળીને આપ સત્વરે પધારજો, કેમ કે, મારે આપની ગરજ પડી છે, તાતી જરૂરિયાત ઊભી થઈ છે. આઈશ્રી આવડ રૂપે હે કરણીજી ! તમે અહીંયાં સવેળા આવજો. કેમ કે, આપ જ નવલાખ લોબડિયાળીઓમાં સૌથી જ્યેષ્ઠ છો, વડા છો)-૧

જાયબો પ્રદેશાં દેશ મેં જેથ મા, દાખવાં રક્ષા કર તેથ દેવી,
મનોરથ માંહરા પુરણ કર માવડી, સદેવાં મેહા સઘુ ઘણી સેવી...૨

( હે જગદંબા ! હું નિત્ય આપની જ સેવા-પૂજા કરું છું. તેથી આપ મારું રક્ષણ કરવા માટે, મારા

સઘળા મનોરથ પૂર્ણ કરવા માટે હું જે પ્રદેશમાં રહું છું. ત્યાં સત્વરે આવજો.)-૨

થાન દેશણોક મેં થાપણો થાહરોં, માંહરો વશીલો તૂજ માતા,
ભીડ કટ સેવગાં હવે તૂં ભુજાળી, વીશાળી ! જાણતી સરબ બાતાં...૩

(હે ભગવતી ! આપ દેશણોકમાં બિરાજમાન થયા છો, તેમજ મારે તો એક માત્ર આપનો જ આશ્રય છે. તો હે વીસ ભૂજાળી ! મારું સંકટ દૂર કરજો. આપ તો ત્રિલોકમાં વસનારાં છો અને અંતર્યામી છો. મારી સઘળી વાતને-મનોરથોને પણ આપ જાણો છો. માટે સત્વરે આવજો.) - ૩

ડણકતો કેહરી ચડેને ડાઢાળી, ચોપ સૂં સાયતા કરે ચંડી;
ભળેળે કુંડળાં કાનમેં ભવાની, ઝળેળે હાર રો તેજ ઝુંડી...૪

(હે જગદંબા ! હે ચંડી ! આજે એવી અનિવાર્ય જરૂર છે કે આપ ગર્જના કરતા-ડણકતા કેસરી સિંહ પર સવારી કરીને સાવધાનીપૂર્વક મદદે ચડી આવજો. એ વખતે આપે ગળામાં ધારણ કરેલ હાર અને કાનમાં ધારણ કરેલ કુંડળનાં તેજવલયો-કિરણોથી વાતાવરણ વિશેષ પ્રકાશમાન બની જશે.) - ૪

લોબડી શીશ રે ઉપરાં લખી જે, હાથમેં ડમ્મરું આવ હાલી;
ઝણકે વીંછિયા પાવ મેં ઝાંઝરાં, વડાળી પાંથુઆં માત વાલી...૫

(હે જગદંબા ! આપ શિર પર લાખેણી લોબડી ધારણ કરી મારી મદદે આવજો. એ વખતે આપે પહેરેલ વીંછિયા અને ઝાંઝરનો રૂમઝૂમ તો નાદ સંભળાશે. ચારણોને ત્યાં અવતાર લેનારા અને તેમને શરણે રાખનાર હે કરણીજી ! તમે જ સૌ દેવીઓમાં વડાં-જયેષ્ઠ છો અને ચારણોને અતિ વ્હાલાં છો.)-

૫

ત્રિશૂળાં હાથમેં ખડગ તૂં તોળતી, બોલતી હુંકારા હોય બેલી;
કંચુઓ હીરામણ જડેને કસેલો, વસેલો મરુધરાં આવ વે'લી...૬

(હે જગંદબા ! આપે મારી સહાયાર્થ આવતી વખતે હાથમાં ત્રિશૂળ અને ખડ્ગ ધારણ કરવા પડશે. કેમ કે, દુષ્ટોનો અત્યાચાર વધ્યો છે. એથી આપ સમરાંગણમાં દૈત્યોને સંહારવા ખડ્ગ તોળીને હાંકલા-પડકારા કરતા જ પધારજો. વળી, હિરા જડિત કંચવો ધારણ કરીને તેને બરોબર કસકસીને બાંધી દેજો. મરુધરાં-મરુભૂમિમાં વસનારાં હે આઈ કરણીજી ! તમે વેલા પધારજો.)-૬

ઘમરોળ ધૂંપલા જગાડે ધજાળી, માયાળી ભેળિયો ઓઢ માથે;
વાજડા ઢોલ રણતૂર તૂં વજાડે, સજાડે જોગણી સરવ સાથે...૭

(હે જગદંબા ! હે ધીંગી ધજાયુવાળી દેવી ! તમે નવલાખ લોબડિયાળીઓને સાથે લાવજો. એમને જગાડવા માટે દરોમાં ધૂપદીપ કરજો. તેમજ ભકતો પ્રત્યે મમતા દાખવનારાં માયાળુ માતાજી ! તમે ચારણોના રક્ષણાર્થે ભેળિયો ધારણ કરી, સમરાંગણમાં-યુદ્ધભૂમિમાં રણઢોલ વગડાવજો.)-૭

કિલોળાં હાસ કિવસાલ મેં ફરતી, ફરતી ફુદડી ચોજ ફેરા;
ચોરાશી ચારણાં નવેલાખ ચંડીયાં, ડારણી દઈતા તણાં ડેરા...૮

(હે જગદંબા ! આપની સાથે આવેલ ચોર્યાસી ચારણ આઈઓ અને નવલાખ માતાજીઓ કૈલાસમાં આનંદ-કિલ્લોલ કરતી ફરી રહી છે. તેમની નિર્ભિકતા અને સંગઠન જોઈને દૈત્યોનું સૈન્ય ડરી રહ્યું છે.)-

૮

સાવળાં ચરજજાં ગાવતી શગત્તી, જગત્તી ઉપરાં ઝુંડ જામે;
અડેડે ઉડતી વાટ તૂં આકાશાં, સડેડે ખેચરી સામ સામે...૯

(હે જગદંબા ! હે શકિત ! ભકતો સાથે મળીને આપની સાવળો અને ચરજોનું ગાન કરે છે. એથી આપ સૌ આકાશમાં ટોળે મળો છો અને ભકતોની સહાયાર્થે આકાશમાર્ગે એવી તો ઝડપથી આવો છો કે આકાશમાં પણ ખેચરીઓ આપની સામે આવતાં ડરી જાય છે, સમસી જાય છે.)-૯

જોધપુર ઉદેપુર બીકાણો જાહરાં, વશીલે થાહરે ભૂપ બ્રાજે;
કેતરાં કરા વખાણ તો કિન્યાણી, આઈ કીરત વધત ઘણી આજે...૧૦

(હે કરણીજી ! હે કિન્યાણીજી ! જોધપુર, ઉદેપુર અને બિકાનેર જેવાં રાજ્યોના રાજવીઓ આપની કૃપા અને આશીર્વાદ મેળવવા માટે આપને આશ્રયે આવે છે. આપના આવા અપાર સામર્થ્ય-અલોકિક ઐશ્વર્યના હું શું વખાણ કરું ? હે આઈ ! આપનાં આ દૈવી કાર્યોની કીર્તિ-ગાથા સર્વત્ર પ્રસરી રહી છે, વધી રહી છે.)-૧૦

વદે જો કરનલા નામ થારો વડો, ભૂતડા પ્રેતડા જાય ભાગી;
ધરે જો થાહરો દિલ કર ઘડે, લળે જગ તોહરે પાય લાગી...૧૧

(હે કરણીજી ! હે ભગવતી ! ભકતો જો આપનું નામસ્મરણ કરે તો એના પ્રભાવથી ભૂત-પ્રેત દૂર ભાગી જાય છે. તેમજ જો કોઈ ભકત એકનિષ્ઠ બનીને ભાવપૂર્વક ધ્યાનસ્થ બનીને આપનું ધ્યાન કરે તો

જગત તેને ભકત કે મહાત્મા ગણીને તેને પગે લાગે છે.)-૧૧

એહડી વડી આઈ ધરા ઉપરાં, મો પરાં વીશ હાથ ધરે માતા;

ધુરંધર કાજ સિદ્ધ કરે મન ધર્યા જે, ઉરાજે અમં પર વિઘન આતા...૧૨

(હે કરણીજી ! આ માનવલોકમાં આટલી મોટી કૃપાળુ આઈ આપ સાક્ષાત્ વસો છો. તો હે માતાજી ! મારા પર પ્રસન્ન થઈને આપની વીસ ભૂજાઓને મારા પર પ્રસરાવજો. મને આશ્રય આપજો. હે જગદંબા ! મેં મનમાં સેવેલા મનોરથો પૂર્ણ કરવા માટે આપ સત્વરે ધૂરા ધારણ કરો અને મારા કાર્યો સિદ્ધ કરો તેમજ મારાં પર આવી રહેલાં વિધ્નો આપ દૂર કરજો.)૧૨

દાણવાં કેતરાં દુરજનાં દળે તું, કડે કર માહરા સુકજ કેતા;

આશરો ઈળા પર થાહરો અંબિકા, જોરાળી મેટજે દોષ જેતા...૧૩

(હે અંબિકા ! દાનવો અને દુષ્ટોના સમુદાયોનો આપ સંહાર કરજો, તેમને સમરાંગણમાં દળી નાખજો તેમજ મારાં સુકાર્યોને તમે પૂર્ણ કરજો. કેમકે, આ ધરતી ઉપર તો મારે એકમાત્ર આપનો જ આશરો છે. સૃષ્ટિ પરનાં સઘળાં સંકટો દૂર કરવા સમર્થ-જોરાવર એવી ભગવતી ! અમારાં જે કંઈ દોષ-પાપ હોય તે પણ આપ દૂર કરજો.)-૧૩

ભૂચરી સેવકાં સદગાં ભાળ તું, વેગે ઓધાર તૂં ગઠવાડા;

જાહરાં ચારણાં ઘરે તૂં જનમ લે, પવાડે સાડા ત્રણ તારા પ્હાડાં...૧૪

(હે કરણીજી ! આપ તો આ માનવલોકમાં વિહાર કરનારાં છો. તો આપના પુત્રો ચારણો અને ભકતો

પર અમીદષ્ટિ-કૃપાદષ્ટિ કરજો તેમજ એ સૌ ચારણોનો-ગઢવાડાઓનો ઝડપથી ઉદ્ધાર કરજો. હે ભગવતી ! અમે સાડા ત્રણ પ્હાડાનાં ચારણો સાથે મળી આપના પવાડાનું ગાન કરીએ છીએ. આપના ગુણાનુવાદ કરીને વિનંતી કરીએ છીએ કે ફરી એક વખત જગજાહેર રીતે - પ્રગટ પણે આપ ચારણને ઘેર જન્મ ધારણ કરો.૧૪

દોય કર જોડને 'ખેતસી' દાખવે, અરજ તૂં સાંભળે આવ અંબા;
મેહા સધુ ચારણા ફતે કર માવડી, લોબડી પ્રસારે હાથ લંબા...૧૫

(હે જગદંબા ! હે મેહા સાધુ ! હું ખેતસિંહ ચારણ આપને બે હાથ જોડીને વારંવાર વિનંતી કરું છું કે અમારી-ચારણોની વિનંતી સાંભળીને આપ સત્વરે પધારો. હે મેહાજીની દીકરી-આઈ કરણીજી ! આપ ચારણોનો વિજય-ફતેહ કરજો. હે માતાજી ! આપની દીર્ઘ ભૂજાઓ લાંબી કરીને લોબડી પ્રસરાવો અને અમને લોબડીની છાયામાં આશ્રય આપીને નિર્ભય બનાવો.)-૧૫

**ભણતી સાં કાનજી કાળા**

કર્તા : અરણ આઇશ્રી પુનમતી

ભણતી સાં કાનજી કાળા, માવા મીઠી મોરલીવાળા,
પાંચસો મુંહે પોઠિયા દેજે, પાંચસો ગુણારા,
લાંબી બાંહડિયે ચારણ દેજે, ગાયુ ગોવાળા...ભણતી સાં કાનજી કાળા.

પાંચ તો મુંહે પોતરા દેજે, પાંચે ય રૂપાળા,
છઠ્ઠી એક ધીયડી દેજે, આણાત ઘોડાળા....ભણતી સાં કાનજી કાળા.
કાળિયું નુ મું કુંઢિયું દેજે, ગાયુંનાં ટોળા;
વાંકે નેણ વવારુ દેજે, ઘૂમવે ગોળા...ભણતી સાં કાનજી કાળા.
ઉગમણે બાર ઓરડા દેજે, ગીતના ઝકોળા...ભણતી સાં કાનજી કાળા.
એકલ વેણી પાડોસણ દેજે, ગીતના ઝકોળા...ભણતી સાં કાનજી કાળા.
ડેલીએ મૂંહી ડાયરા દેજે, છાસના હીલોળા;
મે'માનુંની મોકળું દેજે, પીનારા ભોળા...ભણતી સાં કાનજી કાળા.
ગોમતી કાંઠે ગામ અમારું, ઓખો બરડો દેશ;
ચારણ પૂનાદે ઈમ ભણે, મારો રાખજે લીલો નેસ...ભણતી સાં કાનજી કાળા.

**૩. મા વિપળી (ચામુંડા)**

કર્તા : દુલા ભાયા કાગ

ચારણો જગદંબાના પુત્ર છે. એ મહાસરસ્વતી ચારણોની જીભે વસતી આવી છે. એ માનો આ ભાવ છે. સા લોલી ગામે માતાજી વિપળી (વિપદ્હરી-ચામુંડા) નું સ્થાન છે. એમની આગળ વિનંતીરૂપે આ પ્રાર્થના કરી છે.

માડી તારો બેટડો આવે - એ રાગ

માડી ! હું એટલું માંગુ માંગું, પાયે તોય વિપળી લાગું.
ધામ ધરાસર ઓરડા તારા, ઠાકરવાળાં ઠામ; (૨)
એ...હેંડેં હાલ્યા જાય વસતીવાળાં, ચારણો કેરાં ગામ માડી...૧
કૂંઢિયું ટોળાં ઘેનું હિલોળા, ઘરના ગોધા દ્વાર; (૨)
એ... ઘોડાં ઘોડારે જાતવંતાં, માડી કણે ભર્યા કોઠાર માડી... ૨
પારકાં છોરુ બેન બેટી કોઈ, અણખપ્યાં નો ખાય; (૨)
એ...લાખું રુપિયે કોઈ દિ ચારણ, લાંચે નો લલચાય. માડી... ૩
ઊજળે મોઢે ઓરડા સૌને, ડેલીએ બેઠક થાય; (૨)
એ આભથી ઊંચા બાપદાદાનાં, ગીત કવેસર ગાય. માડી... ૪
ઘર ધાતું અળસાવજે અંબા, કફરા કાળા કેર; (૨)
એ... નેહ વધે આખી નાતમાં રે., સહુ વીસરે જૂનાં વેર. માડી... ૫
દેજે ઘરોઘર ઘીડિયું માડી, મોણિયે નાગલ માય; (૨)
એ... સાચ ઉપાસક ચારણુંથી, મોટા ભૂપતિ ભેચક થાય. માડી... ૬
આંટવાળા મોટા ભૂપને આંગણે, વણતેડ્યા નવ જાય; (૨)
એ... ગુણ જુઠા નવ ગાય ભઈ ચારણ, ખોટું ભાંખી નવ ખાય. માડી... ૭

ચારણ સહુ સરસ્વતીને સેવે, ગીત રામાયણ ગાય;
એ સવળી જીભે બેસજે ચંડી, વૈખરી વાણી જાય. માડી...૮
આંગણે માગણ માગવા આવે, કોઈ નિરાશી ન જાય; (૨)
એ... પેટ કારણે મોટા ભૂપને ચારણ, જાચવા કોઈ ન જાય. માડી...૯
હોય ગુના કોઈ નાતના માડી, ચારણો કરે ભાગ; (૨)
એ સૌને છોડી મેલજે અંબા, હું એકલો ભોગવું કાગ, માડી...૧૦

**ચારણી સાહિત્યની કાવ્ય પંકિતઓ** **વિશિષ્ટ શબ્દોના અર્થ**

(૧) ભણતી સા કાનડ કાળા, માવા મીઠી મોરલી વાળા ભણતી સા = કહું છું - વિનંતી કરું છું.
(૨) મૈયુ સેલારા મારત્યુ, રંધત્યું આરા; મૈયું-ભેસું, રુંધત્યું-અવરોધવું/રોકવું
જળ જાંબુરના, માણો હવે મછીયારા...
(૩) ભોં ભાની, ઘોડા ભલા, ઉતાવળે ડાબા ઉપડિયા; મરઘાનેણી-મૃગનયની
કાં તો મરઘાનેણી માણવા, કાં ખગ વાવા ખડિયા... ખગ - ખડ્ગ - તલવાર
(૪) ભજાં તોય ભેળિયા વાળી, સોનલ માં આભરપાળી...ભજાં તોય - તમારી ભકિત કરું

| | |
|---|---|
| (૫) વાયે ફરુકે મૂછડી, રસણ ઝબૂકે દંત, | રસણ - જીભ |
| (૬) કંથા રણે મેં જાય કે, મત ઢૂંઢે દૂજો સાથ; | લોબડિયાળી-લોબડી ઓઢનારી સોરઠનીસ્ત્ર |
| સાથી તારા ત્રણ છે, હૈયુ કટારી ને હાથ... | કંથ-પતિ, જાય કે - જઈને... |
| (૭) મ પડ મોળા આધાર, ચોસલાં કૂણ ચડાવે હે, | મ=નહીં, મોળા આધાર=મારા આધાર |
| ગિયાં ચડાવણ હાર, જીવતાં તોળી જાતર આવહે... | કુણ - કોણ, જાતર=જાત્રા |
| (૮) હુતું ઈ હારી બીઠો, ખજિનો બેઠો ખોય, | ખજિનો=ખજાનો |
| કામણગારું કોય, પાધર તમાણું પોરહા... | તમાણું=તમારું |
| (૯) કાંબણ હેકણ કારણે, સાંગો સંતાય, | દુડિયંદ - સૂર્ય, વેરાઉત=વેરાજીનો પુત્ર |
| દુંડિયંદ નવ દેખાય, વહાણા સમે વેરાઉત... | |
| (૧૦) હેકણ કટકો હાડરો, તટ ગંગા જો જાય, | હેકણ - એક |

માનવિયા કુળમાંય, ભૂત ન સરજે ભાગીરથી...

| | |
|---|---|
| ૧. બાઈ તુંને બાળ બોલાવે. | ૨. મોળા બા અયાં - મારા પિતાજી આવ્યા છે. |
| ૩. કાણું ભણતો સે - શું કહે છે ? | ૪. મ પડ - પડીશ નહીં. |
| ૫. મૈયુ - મેખડયું - ભેંસુ | ૬. આઈ - બાઈ |

## કથા-લોકકથા અને એનો ગુજરાતી અનુવાદ

### શેષ નાગને લગતી પુરાણ કથા :

ચારણો આદિકાળથી શકિત ઉપાસક છે. ભારતીય ઋષિઓની પરંપરાને અનુસરનારા ચારણો અરણ્યવાસી છે. તેઓનો નિવાસ હિમાલય, કૈલાસ અને ગંધમાદન પર્વતમાં હોવાની માહિતી મળે છે. વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત, શિવપુરાણ, ગણેશપુરાણ અને શ્રીમદ્‌ભાગવત આદિ પૌરાણિક ગ્રંથોમાં ચારણોનો ઉલ્લેખ મળે છે. ચારણો શકિતપૂજક હોવા સંદર્ભે એક દંતકથા મળે છે કે, દક્ષ રાજાના યજ્ઞમાં સતીએ આત્મવિલોપન કર્યું. એ સમાચાર જાણીને શિવજી ચારણો પર ખૂબ ગુસ્સે થયા. તેમણે કહ્યું કે, તમને સતી સાથે મોકલવા છતાં, તમે રક્ષણ કેમ ન કર્યું. તમારે પૃથ્વી પર જવું પડશે. ચારણોએ વારંવાર વિનંતી કરી કે, પ્રભુ ! સતી માતાએ જ આત્મવિલોપનનો નિર્ણય કર્યો. એથી અમે લાચાર હતા. છતાં શિવનો ક્રોધ શાંત ન થયો, ત્યારે ચારણોએ સતીને પ્રાર્થના કરી. આથી તેમણે અંતરિક્ષમાં પ્રગટ થઈ, કહ્યું કે, શિવજી ચારણોનો વાંક નથી છતાં આપ તેને ક્ષમા નહીં કરો, તો હું માતા તરીકે તેમને વરદાન આપું છું કે, જ્યારે-જ્યારે તેમને જરૂર પડે ત્યારે હું તેમનાં કુળમાં જન્મ લઈને તેમનું રક્ષણ કરીશ. આ પરંપરા આજે પણ જીવંત છે, ચારણોને ત્યાં આઈ આવડ, આઈ ખોડિયાર, આઈ હોલબાઈ, આઈ ચાંપબાઈ, આઈ નાગબાઈ, આઈ કરણીજી, આઈ સોનલ (મઢડા) વગેરેએ જન્મ લીધો છે. એ પરંપરાની અનેક કથાઓ મળે છે. તેમાંની એક પુરાણકથા પુષ્કર ચંદરવાકરે નોંધી છે, જે નીચે પ્રમાણે છે :

આ જાતિ પાસે શેષનાગને લગતી ટચુકડી પુરાણકથા છે. આ સાત બેનો વચ્ચે એક બહેનો છાશ કરતી'તી ત્યારે ભાઈ પહોંચી ગયો. બહેનોએ રોષમાં આવી કહ્યું, 'પુગ, પુગ...મર...મર તને સાપ કરડે.'

અટાણે સાપ આવી ગયો ને પેલા ભાઈને આભડી ગયો. જો પાતાળમાંથી શેષનાગ આવી ઝેર ઉતારે તો ભાઈ જીવી જાય. આથી આવડમા પાતાળમાં ગઈ. જો સૂરજ ઊગી જાય, તો ઝેર ન ઉતરે. શેષનાગથીય. આથી, આવડમા સૂરજને આજ્ઞા કરી : 'તું થંભી જા !' 'ભલે, મા જોગ માયા !'

'જો ઊગીશ તો બળીને ભસ્મ કરી નાખીશ !' ત્યાર પછી આવડમાએ શેષનાગ પાસે પાતાળમાં જઈને શેષનાગને આજ્ઞા કરી : 'તું પરથમી માથે જા, મારા ભાઈને એરુ આભડી ગયો છે, તે તેનું ઝેર ચૂસીને જીવતો કર્ય!'

શેષનાગ કહે, 'હવે સૂરજને ઊગવાને કયાં વાર છે ?' હું એને મારી ટચલી આંગળી માથે બેસાડીશ. ને ત્યાં લગણ મોંમાં અનાજ નૈં મેલું !

પાતાળમાંથી હડી કાઢીને શેષનાગ ધરતી પર આવ્યો ને મડું થઈ પડેલ. આવડના ભાઈના ડંખને માંડ્યો ચૂસવા. જોત જોતામાં તે સળવળવા લાગ્યો. શેષનાગ તો સરકીને પાતાળમાં ગયા. ત્યારે આવડમાએ સૂરજને રમતો મેલ્યો ને શેષનાગ માથે પૃથ્વીને મૂકીને ઘરે આવ્યાં, તો ભાઈ કિલ્લોલ કરે છે. પણ બધાં ભૂખ્યાં હતાં. આવડમાના આવ્યા કેડે સૌ સાથે ખાવા બેઠાં.

અલબત્ત, આ કથામાં થોડો રાઠ ભેદ છે. વસ્તુતઃ પાતાળમાં આઈ આવડનાં નાનાંબેન આઈ લાઘુબાઈ ગયેલાં. તેમજ પાછાં વળતાં વાર લાગી. આથી તેને કે, આ ખોડિને કેમ વાર લાગી. આથી તેઓ પગે

લંગડાં-ખોડાં થયા. ત્યારથી તેઓ ખોડિયાર તરીકે ઓળખાયાં.

**ચારણી કથાઓમાં પ્રયોજાયેલ ગદ્યના નમૂનારૂપે સિંહનું વર્ણન જુઓ**

'ભૂહરી લટાળો, પોણા હાથની ડાંફુ, થાળી જેવડા પંજા, સાડા અગિયાર હાથ લાંબો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, કોળીમાં આવે એવી કેડ, વાંભનું પૂંછડું- એનો ઝંડો માથે લઈ હાલ્યો આવે છે. પોણા ગાઉ માથેથી, વીશેક ભેંસુની છાશ ફરતી હોય એમ છાતી વગાડતો આવે છે, ગળું ઘુમવટા ખાતું એમ આવે છે. પોણા પોણા શેરનો પાણો મોઢા આગળ ત્રણ નાડાવા ચણચણાટ કરતો આવે છે. જેની ઘડીએ પગની ખડતાલ મારે તે ઘડીએ ત્રણ ગાડાં ધૂળ ત્રણેક નાડાવા જાય. ઘે ! ઘે ! ઘે ! કરતો દોડીને આવ્યો, એક લા નાખી, બીજી લા, ને ત્રીજી લાએ તો ભૂક્કા ! હાથીના કુંભાથળ માથે ઝીંકું જાય.

**ગુજરાતી અનુવાદ**

'ભૂરી લટો- કેસવાળી વાળો સિંહ, ફુટ ફુટની મોંફાડ, થાળી જેવડા પંજા, ૧૭ ફુટ લાંબો, ગોળા જેવડું માથું, ઢાલ જેવડી છાતી, બંને હાથની કોણીમાં- પક્કડમાં આવે તેવી કમર, ત્રણ ફૂટ લાંબા પૂંછડાનો ઝંડો- ઉપર ફરકાવીને લઈ આવે છે. ૨.કિ.મી દૂરથી વીસ ભેંસના દૂધની છાસ ફેરવાતી હોય તેમ ગળું ઘૂઘવતો આવે છે. પોણા શેરનો પાણો પગમાં અથડાઈને ગતિભેર ફેંકાતો આવે છે. પગની ખડતાળ મારે તો ધૂળને ત્રણ નાડાવા (૫૦ ફુટ) દૂર ફેંકે. ગળું ઘુઘવતો ગુસ્સા ભેર આવ્યો. એક લા, બીજી લા અને ત્રીજી લાએ

તો ભુક્કા કરી નાખે. સિંહના કુંભાથળ પર જઈને પ્રહાર કરે.'૮

ચારણી પરંપરાના ગદ્યમાં પ્રયોજાયેલ ભાષાની લાક્ષણિકતા માટે ઝવેરચંદ મેઘાણીએ રજૂ કરેલ 'અણનમ માંથાં' વાર્તામાંથી એક પરેગ્રાફ જોઈએઃ

''વીસળ ગઢવી ! ''સુલતાને નાખોરાં ફુલાવીને પડકારો કર્યો. ''સલામ કોની કરી ? ''

''સલામ તો કરી આ શક્તિની- અમારી તરવારની, ભણેં, પાતશા ! '' વીસળે ઠંડે કલેજે જવાબ વાળ્યો.

''સોરઠના હાકેમને નથી નમતા?''

''ના, મોળા બાપ ! જોગમાયા વન્યા અવરાહીં કમણેહીં આ હાથની સલામું નોય કે આ માથાની નમણ્યું નોય, બાકી તોળી આવરદા માતાજી ક્રોડ વરસની કરે !''

''કેન નથી નમતા?''

''કાણા સારુ નમાં ? માણહ માણહહીં કેવાને નમે ? હાથ જોડવા લાયક તો એક અલ્લા અને દૂજી આદ્યશક્તિઃ એક બાપ અને દૂજી માવડીઃ આપણા સંધા તો ભાઈયું ભણાયેં. બથું ભરીને ભેટીએ. પાતશા? નમીએ નહિ. તું કેમું, બેમાં કમણેય ઊંચ કે નીચ નસેં તો પછેં, બોલ્ય પાતશા, કાણા સારું નમાં?''

ચારણને વેણે વેણે જાણે સુલતાનની મગરૂબી ઉપર લોઢાના ઘણ પડ્યા. નાના બાળકના જેવી નિર્ભય અને નિર્દોષ વાણી સુલતાને આજ પહેલવહેલી સાંભળી, અદબ અને તાબેદારીના કડક કાયદા પળાવતો

એ મુસલમાન હાકેમ આજ માનવીના સાફ દિલની ભાષા સાંભળીને અજાયબ થયો. પણ સુલતાન બરાડયોઃ ''કાં સલામ દે, કાં લડાઈ લે.''

''હા ! હા ! હા ! હા ! હસીને વીસળભા બોલ્યોઃ ''લડાઈ તો લિયા, અબ ઘડી લિયા. મરણના ભે તો માથે રાખ્યા નસેં. પણ પાતશા ! મોળો એક વેણ રાખ્ય.''

''કયા હૈ ?''

'' ભણેં પાતશા, તોળી પાસેં દૂઠ દમંગળ ફોજ, અને મોળી પાસેં દસ ને એક દોસદારઃ તોળા પાસેં તોપું, બંધુકું, નાળ્યું-ઝંઝાળ્યું અને અમણી પાસેં અક્કેક ખડગઃ ભણેં લડાઈ લિયાં, પણ દારૂગોળે નહિ, આડહથિયારે. તોળા સૈકડા મોઢે લડવૈયા, અમું બાર ભાઈબંધઃ આવી જા. અમણાં હાથ જોતો જા, અણનમ માથાં લેને કીમ કવળાસે જવાય ઈ જોતો જા!''૯

**ઉપર્યુક્ત પેરેગ્રાફમાં પ્રયોજાયેલ કેટલાક ચારણી શબ્દોના અર્થો જોઈએ.**

ભણેં-કહે, મોળા-મારા, વન્યા-વિના, અવરાહીં કમણેહી - બીજા કોઈને, નોય-ન હોય, નમણ્યું-નમન, તોળી-તાળી, આવરદા-આયુષ્ય, ક્રોડ-કરોડ, કાણા સારુ નમાં- શા માટે નમવું, માણહ-માણસ, કેવાનો- શા માટે, દૂજી-બીજી, આપણ સંધા-આપણે બધા, પાતશા-બાદશાહ, મું-હું, કમણેય- કોઈ, નસેં-નથી , નહીં, પછે-પછી, લિયા-લેવું, મરણના ભે તો માથે રાખ્યા નસેં-મૃત્યુનો ભય તો માથે રાખ્યો નથી, મોળી-મારી, દોસદાર-દોસ્ત -મિત્ર, અમણી પાસે-અમારી પાસે, ખડગ-તલવાર, આડહથિયારે-

હાથથી લડી શકાય એવું શસ્ત્ર, અમું-અમે, અમણાં-અમારા, કીમ-કેમ, કવળાસે-કૈલાસે-સ્વર્ગે.

## ગુજરાતના ચારણ સમાજમાં બોલાતી બોલીનાં વિવિધ ઉદાહરણો

**સંબંધવાચક**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** | **તૂંબેલ ચારણ** |
|---|---|---|---|---|
| પિતા | બાવા/ અધા | બાપુ | બા | પે |
| માતા | માતા/આઈ/બાઈ- | બા | બાઈ | માં |
| મોટા બાપુ/ મોટી મા | વડ બાવા/વડી મા- | | મોટા બાપુ/મોટા બા | બાપુ અબો પે |
| પુત્ર/પુત્રી | ધીડી | દીકરો/દીકરી | - | પોતર |
| મોટાભાઈ/ નાનાભાઈ | | ભા | મોટાભાઈ/નાનાભાઈ | મોટા ભા ભા |
| બહેન | બુન | બેન | ભીન/બાઈ, બેન | ભેણ |
| ફુઈ | ભૂવા/ભૂવાબા | ફુઈબા | ફુઈબા | પુફી |
| દોહિત્ર | ડોયતરા/ડોયતરી- | દીકરાનો દીકરો- | દોતરો/દોતરી | ડોયતરો/ડોયતરી |
| ભાભી | ભાભુ | ભાભુ | ભોજાઈ | ભોજાય |
| સાસુ | ફુઈ | ફુઈબા | ફુઈ | થુફી/સસ |
| પૌત્ર | પોતરા/પોતરી | પૌત્ર/પૌત્રી | પૌત્ર | પોતરો |

દાદા/દાદી - દાદા/દાદી ડાડાબાપુ/ડાડીમાં-

**સમયસૂચક શબ્દો**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| મોં સૂઝણું | મળસ્કુ | દિ ઉગવા ટાણું | સવાર |
| બપોરી વેળા | બપોર | રોંઢા વેળા | બપોર પછી |
| સંધ્યા | સાંજ | વાળું ટાણું | રાત્રે |
| મોટે ભળકડે | રાત્રીનો છેલ્લો પ્રહર | ભળકડું | વ્હેલી સવારનો થોડોક ઉજાશ |
| પ્રભાતના કિરણ | પ્રાગડના દોરા | | |

**ખાદ્યવસ્તુ વાચક**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** | **તૂંબેલ ચારણ** |
|---|---|---|---|---|
| માખણ | મોખણ | માખણ | માખણ | માખણ |
| ઘી | જી | ઘી | ઘી | ઘી |
| ખાંડ | મોરસ | મોરસ | ખાંડ | ખન |

| રોટલો-રોટલી | રોટી | રોટલો/રોટલી | રોટલો | માની |
|---|---|---|---|---|

**પશુ-પક્ષી-પ્રાણી**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** | **તૂંબેલ ચારણ** |
|---|---|---|---|---|
| પક્ષી | પખી | પંખી | - | પંખી |
| સર્પ | સાપ | એરુ | મણઝર | સપ |
| કૂતરો | કુતો-કુત્તી | કૂત્તરો | - | કૂત્તો |
| ભેંસ | મૈયુ | ભેંહ | ભીંહ | જૈહુ/મૈય |
| બળદ | - | ઢાંઢો | બળદ | ડાંદ |
| ગાય | - | ગાય | ગાય | ગૌં/ગું |
| ઘોડો | હેમર | ઘોડો | હેમર | ઘોળો |
| બકરી | - | બકરી | અજા/ચાળી | બકરી |
| ઘેટો | રઢ | ઘેંટો | મીંઢો | ઘેંટો |

**દિશા સંદર્ભ**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ઉગમણું | પૂર્વ | આથમણુ | પશ્ચિમ |
| ઓતરાદું | ઉત્તર | દખણાદુ | દક્ષિણ |

**મહિના સંદર્ભે**

| **ચારણી** | **ગુજરાતી** | **ચારણી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કારતક | કાર્તિક | માગશર | માગસર |
| પોહ | પોષ | માહ | મહા |
| ફાગણ | ફાગણ | ચઈતર | ચૈત્ર |
| વઈશાક | વૈશાખ | જેઠ | જેઠ |
| અહાઢ | અષાઢ | સાવણ | શ્રાવણ |
| ભાદરવો | ભાદરવો | આહો | આસો |

**પ્રશ્નવાચક અને ક્રિયાવાચક**

| ગુજરાતી | મારુ | સોરઠિયા | પરજિયા | તૂંબેલ ચારણ |
|---|---|---|---|---|
| ક્યાં | કેથ | શીત | કિસે | કતે |
| શું | કી | શું | કાંવ | કો |

| | | | | |
|---|---|---|---|---|
| આવે છે | આવે તો | આવે છે | આવે છે | અચીતા |
| કહે છે | કેતો તો | કયે છે | ભણતો સાં | ચે તો |
| ન્હાવું | વેજવુ | નાવું | નાવું | નાણું/ ઉંઘેણું |
| કયાંથી | કય તો | કઈ બાજુથી | કિસેથી | કતે નું |
| આપણું | - | પોતાનું | - | પાણ જો |
| આવે છે/ જાય છે | -આવેતો | આવે છે/ જાય છે- | | આવેતો સાં / |

જાતો સે -અચે તો

**અંગવાચક**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** |
|---|---|---|---|
| પગ | પગ | પગ | પેર |
| આંખ | આંખ | આંખ | અખ |
| કાન | કાન | કાન | કન |
| માથું | માથું/તોલો | માથું | મથો |
| નાનો | નાનો | નાનો | નઢો |
| દાંત | દાંત | દાંત | દંદ |

**વિધિવાચક**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** | **તૂંબેલ ચારણ** |
|---|---|---|---|---|
| લગ્ન | લગ્ન | લગન | લગન | વિંયા |
| નિવેદ | જાતર | નિવેદ | નિવેદ | ઝોવાર |
| કોળિયો | ગટો | કોળિયો | કવળ/ભાવ | ગટો |
| વાળું | વિયારું | વાળું | વિયાળો | વિયારો |
| ગોદડી | ઘડકી | ગોદડી | - | ઘડકી |
| ગરદન | નળી | ડોકું | ગળું | નળી |

**રંગ/ફૂલ/ફળ**

| **ગુજરાતી** | **મારુ** | **સોરઠિયા** | **પરજિયા** | **તૂંબેલ ચારણ** |
|---|---|---|---|---|
| સફેદ | ધોળો | - | ધોળો | ધોરો |
| કાળો | કાળો | - | કાળો | કારો |
| પીળો | પીળો | - | પીળો | પીરો |
| ફૂલ | ફૂલ | - | ફૂલ | ફોલ |

**સંખ્યાવાચક**

| ગુજરાતી | મારુ | સોરઠિયા | પરજિયા |
|---|---|---|---|
| એક | એક | એક | હકડો |
| બે | બે | બેન | બો |
| ત્રણ | ત્રણ | ત્રેન | ત્રૈ |
| ચાર | ચાર | ચાર | ચાર |
| પાંચ | પાંચ | પાંચ | પંજ |
| છ | છ | છ | છો |
| સાત | સાત | સાત | સત |
| આઠ | આઠ | આઠ | અઠ |
| નવ | નવ | નવ | નું |
| દસ | દસ/દહ | દહ | ડો |

કેટલાંક વધું દ્રષ્ટાંતો

| ગુજરાતી | મારુ | સોરઠિયા | પરજિયા | તૂંબેલ ચારણ |
|---|---|---|---|---|
| રાખ | - | રખા | રાખ/દેવતા | વાની |

| | | | | |
|---|---|---|---|---|
| આંચળ | - | આંસળ | આંસળ | થણ |
| રવિવાર | - | ઈતવાર | દીતવાર | ડીતવાર |
| વાદળ | - | વાદળ | વાદળ/મે | વડર |
| તીખું(શાક) | - | તીખું | તીખખારો(શાક) | ખારું(કડક) |
| મીઠો(રસ) | - | ગળ્યો | - | મઠો |
| કાંસકો | દંતારી | દાંત્યો | કાંગસી | દંદીયો |
| માણસ | - | માણસ/આદમી | માણસ | માળું |
| અંબોડો | આંબુડો | અંબોડો | આંબોડો | આંબુડો |
| પટારો | મજુસ | પટારો | પટારો | મંજુસ |
| દીવો | સંજા | દીવો | દીવો | ડીયો |
| ઝાડુ/ સાવરણી | બુવારી | સાવરણી | સાવરણું/ફાનસ | બોવારી |
| પાઘડી | પાઘ | પાઘડી/ફેંટો/સાફો- | પાઘડી/સાફો | પાગ |
| લાકડી | પરાણું/ધુકો | લાકડી/સોટી- | કુંડ્યાળી(લાકડી) | તરાર |
| તલવાર | તરવાર | તલવાર/ખડ્ગ | તલવા/ કટારી | તરાર |
| ડાયરો | રયાણ | ડાયરો | ડાયરો | ડાયરો |

## ચારણોમાં બોલાતી બોલીના કેટલાક શબ્દો અને અર્થ

| ચારણી | ગુજરાતી | ચારણી | ગુજરાતી |
|---|---|---|---|
| સેંભર | સ્વયંવર | અજા | બકરી |
| બીડ | કંદમૂળ | સુમ | લોભી |
| ઓદરમા | ઉદરમાં | સર્યુ | છેડો-અંત |
| ધીંગાને | બળવાનને | દૂવે | દુભાવે |
| પાસેવાન | રખાત-ઉપપત્ની | પરોજા | દૂર જા |
| અસુર | કવેળા | ખોડશ | લાંકડાં |
| વાંહે કરેન વાર | મદદ માટે પાછળ | અસ્થાન | મંદિર |
| અરિયાં | દુશ્મન | ઉપટ | મદદે |
| ન ગોઠે | ગમે નહિ | પરિયા | પૂર્વજો |
| પડ | મેદાન | અજોધેથી | અયોધ્યાથી |
| વાસવ | પૃથ્વી | વાવરતાં | વાપરતાં |
| કરવરું | નબળું | કોઠીએ હાણ | ઘરમાં અનાજ ન હોય |
| મેંગલ/જાંગલ | હાથી | પપીયલ | કોયલ |

| | | | |
|---|---|---|---|
| દહીવાણ | સૂર્ય | વીજા | વીજળી |
| નેવળ | પગની બેડી | ડહકલા | હાથકડી |
| ઓહાણ | યાદ આવવું | વાંસે | પાછળ |
| ગનાવીન | ગુના વગર | લોંઠાની | બળવાનની-લોંઠકાની |
| પછમધરા | પંચાળ-પશ્ચિમધરાં | મરધર | મરુધરા(રાજસ્થાન) |
| પરિયાણ | ચાલી નીકળવું | હમીરરા | હમીરનો પુત્ર |
| ખેળો | ભવાયો | | |
| સનહ | મર્યાદા | નાજહરા | નાજાનો પૌત્ર |
| થાનક | સ્થાનક | ડાબા ઘોડાની | પગની નાલ |
| ધરાહાર | જિદ્દપૂર્વક | વાઢે જવું | દુષ્કાળને કારણે સ્થળાંતર |
| મજાનસેં | તબિયત સારી નથી | મોઢવું | છાણાનો સુરક્ષિત સંગ્રહ |
| ધોરી | બળદ | ચાળી | બકરી |
| તીખાર | બંગાઈ | તીખારી | કાચી કઢી |
| છાશ ધુંગારવી | છાસને વઘારવી | | |

## ચારણી ભાષાનો વ્યવહારમાં ઉપયોગ

ચારણી ભાષા મધ્યકાળે તો સમાજમાં વ્યાપકરૂપે પ્રયોજાતી હશે, પરંતુ સમયાન્તરે એમાં ફેરફાર થયો અને બૃહદ લોકસમાજે ગુજરાતી ભાષાનો ઉપયોગ શરૂ કર્યો. અલબત્તે, એ સમયે રાજસભા અને લોકસમાજમાં ચારણીનો પ્રયોગ થતો હોવાથી અનેક સાહિત્યકૃતિઓ ચારણીમાં રચાયેલી છે. શતાધિક ચારણ કવિઓની સહસ્ત્રાધિક રચનાઓ સાહિત્ય અકાદમી, દિલ્હી, ગુજરાત સાહિત્ય અકાદમી અને રાજસ્થાન સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત થઈ છે. તો નેવું ટકા જેટલી રચનાઓ આજે પણ હસ્તપ્રતોમાં અને કંઠસ્થપરંપરામાં જળવાઈ છે. આ ધારાની સર્જનયાત્રા આજે પણ ચાલુ છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા-સાહિત્ય ભવનમાં ચારણી સાહિત્ય હસ્તપ્રત ભંડારમાં ૧ ૧,૦૦૦/ જેટલી રચનાઓ સચવાયેલ છે. એમ. ફિલ. અને પીએચ. ડી માટે અહીં શોધ નિબંધો તૈયાર કરાવાય છે. તેમજ એમ. એ. માં એક પેપર ભણાવાય છે. કચ્છ યુનિવર્સિટીમાં ગુજરાતી વિષયમાં અનુસ્તાતકતા વર્ગોમાં પણ એક પેપર ચાલે છે.

'ઊર્મિનવરચના', 'શારદા', 'ચારણ', 'ચારણ બન્ધુ', 'દેવી પુત્ર'અને 'સરસ્વતીપુત્ર'સામયિકો દ્વારા આ ક્ષેત્રે મહત્ત્વપૂર્ણ કાર્ય થયું છે. હાલ 'ચારણ' સામયિક ચાલુ છે. ચારણો પોતાના પરિવારજનો સાથે વાતચીતમાં 'ચારણી'ભાષાનો પ્રયોગ કરે છે તેમજ આ ક્ષેત્રના સર્જકો સર્જનમાં પણ આ ભાષાનો ખાસ પ્રયોગ કરે છે. ચારણી કથાઓ અને દુહા- છંદો આજે પણ ડાયરામાં રજૂ થાય છે. શિક્ષિત અને ગ્રામ્ય

લોકો તેનો લટપૂર્વક આસ્વાદ કરે છે. ડાયરાઓને સફળ બનાવવા અને જીવનમૂલ્યનું જતન કરવા તેમજ લોકશિક્ષણ માટે વીજાણુ માધ્યમોની ટક્કર ઝીલી શકે તેમ છે.

## સંદર્ભ


૧. યોગેન્દ્ર વ્યાસઃ 'બોલી વિજ્ઞાનઃ ગુજરાતની બોલીઓ', બીજી આવૃત્તિ- ૧૯૮૩, પ્રકાશકઃ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, અમદાવાદ.

૨. ઝવેરચંદ મેઘાણી, 'ચારણો અને ચારણી સાહિત્ય', પ્રથમ આવૃત્તિ-૧૯૪૩,પુનર્મુદ્રણ-૧૯૭૯/૯, પ્રકાશકઃ પ્રસાર-૧૯૮૮, આતાભાઈ એવન્યૂ , ભાવનગર.

૩. રતુદાન રોહડિયા 'ગુજરાતના ચારણી સાહિત્યનો ઇતિહાસ', પ્રથમ આવૃત્તિ-૧૯૮૫, પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર.

૪. અંબાદાન રોહડિયાઃ 'ચારણી સાહિત્યઃ વારસો અને વૈભવ' પૃ.૯૦. પ્રથમ આવૃત્તિ-૨૦૦૮, પ્રકાશકઃ લેખક ૪, હરિનગર, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૫.

૫. બળવંત જાનીઃ 'ગુજરાતી ચારણી સાહિત્ય વિમર્શ, પૃ.૧૯૨, પ્રથમ આવૃત્તિ-૨૦૧૦, પ્રકાશકઃ પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ.

૬. દુલા કાગ : 'કાગવાણી' ભાગ-૨, પૃ.૭૦, પ્રકાશકઃ ગુર્જર પ્રકાશન, અમદાવાદ.

૭. પુષ્કર ચંદરવાકરઃ 'લોકદ્વારે', પૃ.૨૩. પ્રથમ આવૃત્તિઃ ૧૦૪૯, પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર.

૮. ઝવેરચંદ મેઘાણીઃ 'ચારણો અને ચારણી સાહિત્ય' પૃ.૧૫૨. પ્રથમ આવૃત્તિ-૧૯૩૯, પ્રસાર,૧૮૮૮, આતાભાઈ એવન્યૂ, ભાવનગર.

૯. ઝવેરચંદ મેઘાણીઃ સૌરાષ્ટ્રની રસધાર, પૃ.૨૮૧, સંકલિત આવૃત્તિ-૧૯૯૭.

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

**ભવાઈ :**

ચારણ સમાજમાં રાવળ બે પ્રકારના હોય છે. ૧, ચોપડીયા રાવળ અને ૨, રખઈઆ  રાવળ. ચોપડીયા રાવળ ચારણોના બાળક નાના હોય ત્યારે તેમના નામો લખવા આવે છે. રખઈઆ રાવળને રમતવાળા રાવળ કહે છે. આ રાવળ ગામમાં બે ત્રણ બાળકો નવા જન્મે ત્યારે તેઓ બાળકને રમાડવા આવે છે. બાળકના માતાપિતા રાવળને કપડાં અને પૈસા આપે છે. આ રાવળની ૨૧ જણની મંડળી હોય છે. તેઓ રાત્રે ભવાઈ રમે છે. ચારણ સ્ત્રીઓ આ ભવાઈ જોતી નથી. અને જો કોઈ સ્ત્રી ભવાઈ જોઈ જાય તો તેને ત્રણ દિવસનું ગ્રહણ લાગે છે. આ ત્રણ દિવસ તે ઘરની બહાર નીકળી શકતી નથી.

રાવળ આવ્યા હોય ત્યારે ગામના ચારણો સવારમાં ભેગા થાય અને અને નક્કી કરે કે રમત આપવી છે કે કેમ? નાના બાળકો ગામમાં જનમ્યા છે તો રમત તો આપવી જ પડે તેથી તેઓ કહે છે કે મારો દેવ ઠેકડા. તેથી રાવળ ઉચો ઠેકડો મારે છે આને સંમતિ આપી દીધી કહેવાય. ચારણ સમાજને રીઝવવા માટે રાવળ રાત્રી રમત રમીને જન્મેલ બાળકને હાથમાં લઈને રમાડે છે.

ચારણ સમાજના રાવળો આ જ સમાજમાં ભવાઈ રમે છે. તેઓ બીજા સમાજમાં ભવાઈ રમતા નથી. તેઓ પતઈ રાજા, શેણી વિજાનંદ, દેવરો અને આણંદલે, ઝંડો, ગોરા કુંભાર, નરસિંહ મહેતા, ભકત પ્રહલાદ વગેરે વેશો પરંપરાગત  વેશો પહેરીને ભજવે છે. ગામની પાધોરે રાતના દશથી સવારે છ વાગ્યા

સુધી લગભગ પાંચથી સાત જેટલા વેશો ભજવે છે.

**સાહિત્ય :**

**લગન વધાવે તેનું ગીત**

વરના દાદાએ કાત્યા કળદ ઉકેલો વીવા આયો ઢુકડો.
વરના દાદાએ રે લીધી અધ મધ રાત નગર તંબુ તાણિયા.
નગરની રે રુડી બમણી બજાર વસમે લીલી માંડવી.
માંડવીએ રે રુડા અરવિંદભાઈના ધોતી અવલ વહુની ચુંદડી.
ચુંદડીએ રે રુડી ચોખલીયાળી ભાત ચારે છેડે ઘુઘરી.
વરના કાકાએ કાત્યા કળદ ઉકેલો વીવા આયો ઢુકડો.
વરના કાકાએ રે લીધી અધ મધ રાત નગર તંબુ તાણિયા.
નગરની રે રુડી બમણી બજાર વસમે લીલી માંડવી.
માંડવીએ રે રુડા જેઠાભાઈના ધોતી ધનાઇ વહુની ચુંદડી.
ચુંદડીએ રે રુડી ચોખલીયાળી ભાત ચારે છેડે ઘુઘરી.

### ગણેશ ઘડે તેનું ગીત

પાતળિયો પકડ માને જાય નમીઓ નેજાડીને નેજે જાય નમીઓ.
તાલે માથે રે મોડિયો વરરાજા તાલે કેડે રે ખાંતીલો ખેહ.
તાલે કેડે રે કટાર વાકડી મુછે ઢળકતી ઢાલ.
તાલે પગે રાઠોડી મોજડી સાલે સટકતી સાલ.

### ગણેશનું ગીત

-ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના વીરા આજે ગણપતિ પૂજા એણે કરી.
ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના પિતા આજે ગણપતિ પૂજા એણે કરી.
ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના માતા આજે ગણપતિ પૂજા એણે કરી.
ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના મામા આજે ગણપતિ પૂજા એણે કરી.

ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના કાકી આજે ગણપતિ પૂજા એણે કરી.
ગણપતિ ઉપર ચોપડેલા સીંદુર આજે ગણપતિ પૂજા કોણે કરી.
આવ્યા મારે કુવરભાઈના ફોઈ આજે ગણપતિ પૂજા એણે કરી.

-પેલા ગણપતિને પાયે લાગુ પાયે લાગીને શુભ આશિષ માગુ રે,
હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.
પેલા શંકરને ચઢે રુડી બીલ્લી એવી અખંડ રહે તમારી ટીલડી,
હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.
પેલા માંડવા નીચે મેલો રુડી સોપારી વીરાની જાનમાં આવ્યા મોટા વેપારી,
હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.
પેલા માંડવા નીચે મેલો રુડી કંકાવટી વીરાની જાનમાં આવ્યા નાંણાવટી,
હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.
પેલા માંડવા નીચે મેલો રુડો દીવડો વર-કન્યા જુગ જુગ જીવો,
હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.
પેલા માંડવા નીચે મેલો ગાદી તકીયા વીરાની જાનમાં આવ્યા સાજન શેઠિયા,

હો સાયબા શુભ લગને વેલેરા પધારો માણારાજ.

-બેની ચોખલીયાળો હાથ નહિ છુટે સાથ ગણપતિ સુખી રાખે.
બેની સસરાના રાખજો માન પિતા સમાન ગણપતિ સુખી રાખે.
બેની ચોખલીયાળો હાથ નહિ છુટે સાથ ગણપતિ સુખી રાખે.
બેની સાસુના રાખજો માન માતા સમાન ગણપતિ સુખી રાખે.
બેની ચોખલીયાળો હાથ નહિ છુટે સાથ ગણપતિ સુખી રાખે.
બેની જેઠના રાખજો માન વીરા સમાન ગણપતિ સુખી રાખે.
બેની ચોખલીયાળો હાથ નહિ છુટે સાથ ગણપતિ સુખી રાખે.
બેની જોઠાણીના રાખજો માન ભાભી સમાન ગણપતિ સુખી રાખે.
બેની ચોખલીયાળો હાથ નહિ છુટે સાથ ગણપતિ સુખી રાખે.
બેની નણદીના રાખજો માન બેની સમાન ગણપતિ સુખી રાખે.

**જાન જાય ત્યારે**

-વાગ્યા વાગ્યા જાનીના ઢોલ ઢોલ જો,
હરણાયું વાગી રે હળવા હાદની.

દીકરો પરણે રે ભાઈ તમણો,
પરણે પરણે રાને ખેંગાળ રાને ખેંગાળ જો.
વાગ્યા વાગ્યા જાનીના ઢોલ ઢોલ જો,
હરણાયું વાગી રે હળવા હાદની.
દીકરો પરણે રે આઈ તમણો,
પરણે પરણે રાને ખેંગાળ રાને ખેંગાળ જો.
વાગ્યા વાગ્યા જાનીના ઢોલ ઢોલ જો,
હરણાયું વાગી રે હળવા હાદની.
વીરો પરણે રે બેની તમણો,
પરણે પરણે રાને ખેંગાળ રાને ખેંગાળ જો.

-ઢોલ વાગે શરણાયું વાગે વાગે બંધુકાને જોટા,
કયો ભા વરરાજા લાડી પણવા હાલ્યા માણારાજ.
અંતરીયો વરરાજા લાડી પણવા હાલ્યા માણારાજ .
કયો ભા તારો પિતા હો વીરા કઈ બાઈ તાર માતા,
કયો ભા વરરાજા લાડી પણવા હાલ્યા માણારાજ.

વિક્રમ ભા તારો પિતા હો વીરા રાની બાઈ તાર માતા.
અંતરીયો વરરાજા લાડી પણવા હાલ્યા માણારાજ .

-મારો લાલ ગુલાબી રંગનો વાટકો.
વાટકો મેલ્યો માંડવડાની હેઠે વેવાયુના ઘર દુબળા.
દુબળા દુબળા વેવાયુના ઘર દુબળા.
વીરા નો કરશો દોરાની હઠ વેવાયુના ઘર દુબળા.
મારો લાલ ગુલાબી રંગનો વાટકો.
વાટકો મેલ્યો માંડવડાની હેઠે વેવાયુના ઘર દુબળા.
દુબળા દુબળા વેવાયુના ઘર દુબળા.
વીરા નો કરશો પોચીની હઠ વેવાયુના ઘર દુબળા.
મારો લાલ ગુલાબી રંગનો વાટકો.
વાટકો મેલ્યો માંડવડાની હેઠે વેવાયુના ઘર દુબળા.
દુબળા દુબળા વેવાયુના ઘર દુબળા.
વીરા નો કરશો કડલાની હઠ વેવાયુના ઘર દુબળા.

-હાથે હેમની પોચી વીરને હૈયે ચંદનહાર.
બાપુ વિક્રમ ભા કે છે દીકરા અમને જોવા ધ્યોને જાન.
નરખા જેવો લાડહરો સરકારી સુબા દરબારી રાજવીર જોવા ધ્યોને રાજ.

-વેલો છુટીયું વાડીના વડ હેઠ, વેલો છુટીયું વાડીના વડ હેઠ, ધોરીડા બાંધ્યા રે વડની વાડીએ માણારાજ.
વીરા તોયે કેની છે વાટ, વીરા તોયે કેની છે વાટ, કયો ભાઈ આવે તો સંગરામ ચાલે માણારાજ.
મોળે મોળે બાપુજીની વાટ, મોળે મોળે બાપુજીની વાટ, બાપુજી આવે તો સંગરામ ચાલે માણારાજ.
વેલો છુટીયું વાડીના વડ હેઠ, વેલો છુટીયું વાડીના વડ હેઠ. ધોરીડા બાંધ્યા રે વડની વાડીએ માણારાજ.
વીરા તોયે કેની છે વાટ, વીરા તોયે કેની છે વાટ, કઈ બેન આવે તો સંગરામ ચાલે માણારાજ.
મોળે મોળે માતાની વાટ, મોળે મોળે માતાની વાટ, માતા આવે તો સંગરામ ચાલે

માણારાજ.

વેલો છુટીયું વાડીના વડ હેઠ, વેલો છુટીયું વાડીના વડ હેઠ, ધોરીડા બાંધ્યા રે વડની વાડીએ માણારાજ.

વીરા તોયે કેની છે વાટ, વીરા તોયે કેની છે વાટ, કયો ભાઈ આવે તો સંગરામ ચાલે માણારાજ.

મોળે મોળે કાકાની વાટ, મોળે મોળે કાકાની વાટ, કાકા આવે તો સંગરામ ચાલે માણારાજ.

વેલો છુટીયું વાડીના વડ હેઠ, વેલો છુટીયું વાડીના વડ હેઠ, ધોરીડા બાંધ્યા રે વડની વાડીએ માણારાજ.

વીરા તોયે કેની છે વાટ, વીરા તોયે કેની છે વાટ, કયો ભાઈ આવે તો સંગરામ ચાલે માણારાજ.

મોળે મોળે વીરાની વાટ, મોળે મોળે વીરાની વાટ, વીરા આવે તો સંગરામ ચાલે માણારાજ.

**ફેરા વખતે**

આવી રુડી આંબલીયાની ડાળ હીંચકો બાંધ્યો હીરનો રે માણારાજ.

બાપુ તમારે દેવુ હોય તો દેજો છેટાની વાટે મારુ સાસરુ રે માણારાજ.

બાપુએ દીધા સોના કેરા દાન દીકરીને આંણે મોકલ્યા રે માણારાજ.
આવી રુડી આંબલીયાની ડાળ હીંચકો બાંધ્યો હીરનો રે માણારાજ.
કાકા તમારે દેવુ હોય તો દેજો છેટાની વાટે મારુ સાસરુ રે માણારાજ.
કાકાએ દીધા ચાંદી કેરા દાન ભતરીજીને આંણે મોકલ્યા રે માણારાજ.
આવી રુડી આંબલીયાની ડાળ હીંચકો બાંધ્યો હીરનો રે માણારાજ.
ભાઇ તમારે દેવુ હોય તો દેજો છેટાની વાટે મારુ સાસરુ રે માણારાજ.
ભાઇએ દીધા ગાય કેરા દાન બેનીને આંણે મોકલ્યા રે માણારાજ.
આવી રુડી આંબલીયાની ડાળ હીંચકો બાંધ્યો હીરનો રે માણારાજ.
પીયરીયા તમારે દેવુ હોય તો દેજો છેટાની વાટે મારુ સાસરુ રે માણારાજ.
પીયરીયાએ દીધા દીકરી કેરા દાન દીકરીને આંણે મોકલ્યા રે માણારાજ.

-વીરો મારો જોવે છે વાટ મંડપમાં વેલા પધારજો.
હાર ઉપર અમે હારલી લય આવ્યા હારલી પેરતાને લાગી વાર મંડપમાં વેલા પધારજો.
વીરો મારો જોવે છે વાટ મંડપમાં વેલા પધારજો.
સાડી ઉપર અમે સેલા લય આવ્યા સેલા પેરતાને લાગી વાર મંડપમાં વેલા પધારજો.
વીરો મારો જોવે છે વાટ મંડપમાં વેલા પધારજો.

કડલા ઉપર અમે કાબીયું લય આવ્યા કાબીયું પેરતાને લાગી વાર મંડપમાં વેલા પધારજો.

-હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.
બાપુને રોતા મુકી ચાલ્યા સાસરીયે સસરાને હસતા તમે રાખજો.
હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.
માતાને રોતા મુકી ચાલ્યા સાસરીયે સાસુને હસતા તમે રાખજો.
હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.
વીરાને રોતા મુકી ચાલ્યા સાસરીયે જેઠને હસતા તમે રાખજો.
હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.
ભાભીને રોતા મુકી ચાલ્યા સાસરીયે જેઠાણીને હસતા તમે રાખજો.
હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.
બેનીને રોતા મુકી ચાલ્યા સાસરીયે નળંદને હસતા તમે રાખજો.
હળવા તે હળવા પગલા ભરજો બેનીબાઈ હળવા તે સાસરીયામાં ચાલજો.

**દિકરી વળાવે ત્યારે**

છોડયા દાદાને છોડી ડેલીયું રે, છોડી હાલ્યા મૈયરીયાની વાટ રે,

બેની બા તમે એકવાર મૈયરીયે પધારજો.
છોડયા કાકાને છોડી કાકીયું, રે છોડી હાલ્યા કુટુંબની વાટ રે,
બેની બા તમે એકવાર મૈયરીયે પધારજો.
છોડયા વીરાને છોડી ભાભીયું, રે છોડી હાલ્યા બેની બાનો સાથ રે,
બેની બા તમે એકવાર મૈયરીયે પધારજો.
છોડયા મામાને છોડી મામીયું રે, છોડી હાલ્યા મોસાળની વાટ રે,
બેની બા તમે એકવાર મોસાળમાં પધારજો.

-દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો બાપુજીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો માતાજીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો વીરાજીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.

દીકરીએ છોડયો ભાભીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો બેનીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો કાકાનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડયો કાકીનો સાથ સાસરીયે સંપી રે જો.
દીકરીએ છોડી પીયરિયાની વાટ સાસરીયે સંપી રે જો.

-સોળ સોળ વરસના સોમવાર કર્યા રે લોલ.
કર્યા છે કાય તુલસી માના વ્રત જો,
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.
એનો સસરો વીનવે સાસુ મેણા બોલે રે લોલ.
એનો જેઠ દેશે મૈયરીયારી ગાળ જો.
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.

સોળ સોળ વરસના સોમવાર કર્યા રે લોલ.
કર્યા છે કાય તુલસી માના વ્રત જો,
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.
એનો જેઠ વીનવે જેઠાણી મેણા બોલે રે લોલ.
એનો દિયર દેશે મૈયરીયારી ગાળ જો,
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.
સોળ સોળ વરસના સોમવાર કર્યા રે લોલ.
કર્યા છે કાય તુલસી માના વ્રત જો,
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.
એનો દિયર વીનવે દેરાણી મેણા બોલે રે લોલ.
એનો પરણ્યો દેશે મૈયરીયારી ગાળ જો,
દુનીયામાં દુઃખી એક દીકરી રે લોલ.

**પસલી ભરાવે ત્યારનું ગીત**

ચારે શબદની કોયલ બોલે ચારેના સરવા સરવા સાદ સાહેલડી કોયલ બોલે.
સામે ઓરડીયે સવામણ મોતી વીરોજી પરણે ત્યારે મોતીડે વધાવો રાજ કોયલ બોલે.

ચારે શબદની કોયલ બોલે ચારેના સરવા સરવા સાદ સાહેલડી કોયલ બોલે.
સામે ઓરડીયે સવામણ જીરુ વીરોજી પરણે ત્યારે અધીરુ રાજ કોયલ બોલે.
ચારે શબદની કોયલ બોલે ચારેના સરવા સરવા સાદ સાહેલડી કોયલ બોલે.
સામે ઓરડીયે સવામણ ગુલાલ વીરોજી પરણે ત્યારે ગુલાલ ઉડાડો રાજ કોયલ બોલે.
ચારે શબદની કોયલ બોલે ચારેના સરવા સરવા સાદ સાહેલડી કોયલ બોલે.
સામે ઓરડીયે સવામણ મોતી વીરોજી પરણે ત્યારે મોતીડે વધાવો રાજ કોયલ બોલે.

-એકજ મોતી સવા બે લાખનું સોનાને ત્રાજવે તોલાય રે,
જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.
વીરાના તે વીરા રાજાના રાજા ભાભી સમુદરિયાના નીર રે,
જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.
એકજ મોતી સવા બે લાખનું સોનાને ત્રાજવે તોલાય રે,
જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.
વીરાના તે બાપુ રાજાના રાજા માતા સમુદરિયાના નીર રે,
જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.
એકજ મોતી સવા બે લાખનું સોનાને ત્રાજવે તોલાય રે,

જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.
વીરાના તે કાકા રાજાના રાજા કાકી સમુદરિયાના નીર રે,
જમુનાને તીરે ભુલી ગય મોતીનો હાર.

-જરી ભરેલો રુમાલ વીરને હાથે જોસે.
નાનો સરખો રેડીયો વીરને પાસે જોસે.
લાડ લડાવા વીરને બાપુ જોસે.
લાડ લડાવા વીરને માતા જોસે.
જરી ભરેલો રુમાલ વીરને હાથે જોસે.
નાનો સરખો રેડીયો વીરને પાસે જોસે.
લાડ લડાવા વીરને ભાઈ જોસે.
લાડ લડાવા વીરને ભાભી જોસે.
જરી ભરેલો રુમાલ વીરને હાથે જોસે.
નાનો સરખો રેડીયો વીરને પાસે જોસે.
લાડ લડાવા વીરને મામા જોસે.

લાડ લડાવા વીરને મામી જોસે

-ગુઢુ તે વરનું સોગલુ ને સુરજના સાથે અંતરિયા વીર હળવે હળવે હાલ.
માતા તે જાનમે માલશે ને દાદો દેશે દાન મોહાળિયા વીરા હળવે હળવે હાલ.
ગુઢુ તે વરનું સોગલુ ને સુરજના સાથે અંતરિયા વીર હળવે હળવે હાલ.
કાકી તે જાનમે માલશે ને કાકો દેશે દાન કુટુંબિયા વીરા હળવે હળવે હાલ.
ગુઢુ તે વરનું સોગલુ ને સુરજના સાથે અંતરિયા વીર હળવે હળવે હાલ.
મામી તે જાનમે માલશે ને મામો દેશે દાન મોહાળિયા વીરા હળવે હળવે હાલ.

**હાલરડાં**

નાના બાળકને હાલરડાં વાલા.
નાના ગોવિંદને હાલરડાં વાલા.
જળ જમનાના નીર મંગાવો.
એને ઉના કરી નવડાવો.
નવે રુમાલીયે લોહી નાખો.

એને ઉરમાં લઈ ધવરાવો.
ગોવિંદના હાલરડાં વાલા.

-હાલરડે હીરની દોરી વાલીડાની નાંભળી ગોરી.
હાલર કરાને હુલર કરા પાચ પળીની કુલર કરુ.
કુલર મારો જાયો ખાશે ગામના છોકરા વાટકી ચાટશે.

**દળતી વખતે**

આમ કા કરો પ્રાણી આમ કા કરો.
હરિ હરિ ભજતા તમે કોક દી તરો.
જુના ખાતા માથે છે હવે નવા ના કરો.
હરિ હરિ ભજતા તમે કોક દી તરો.
આમ કા કરો પ્રાણી આમ કા કરો.
હરિ હરિ ભજતા તમે કોક દી તરો.

**દૂહા**

ગુજરાતના ચારણી સાહિત્યમાં દુહાના પાંચ પ્રકારો પ્રચલિત છે. તે ઉપરાંત કુંડળિયા, ઝમાળ, છકકડિયા અને કવિતામાં પણ દુહો જોડવામાં આવે છે. દુહા માટે દોહરો, દોહા અથવા લોકભાષામાં તેને દુવો પણ કહે છે.

**દુહાના પાંચ પ્રકારો**

દુહો : આને પૂર્વછાઈ દુહો પણ કહે છે. તેનું પહેલું અને ચોથું ચરણ ૧૩, ૧૩, માત્રાનું, બીજું અને ચોથું ચરણ ૧૧, ૧૧ માત્રાનું હોય છે અને બીજા અને ચોથા ચરણનો પ્રાસ મળે છે.

એક બિછરે દુઃખ ઉપજે, એક મિલે સુખ હોઈ,
દુરિજન સજન નાથદાસ, સરસ નરસ નહિ કોઈ.

**મોટો દુહો :** આને સાંકળિયો પણ કહે છે. તેનું પહેલું અને ચોથું ચરણ ૧૧, ૧૧, માત્રાનું, બીજું અને ત્રીજું ચરણ ૧૩, ૧૩ માત્રાનું હોય છે અને પહેલા અને ચોથા ચરણનો પ્રાસ મળે છે.

સોજિ તણા સપ્રેય, દાદુવા દુધ વાઈ રિયા,
ધન દેયુ ધીણજ હી, ગળિયું ગુદ્ર લગેય.

**તુંવેરી દુહો :** તેનું પહેલું અને ચોથું ચરણ ૧૩, ૧૩, માત્રાનું, બીજું અને ચોથું ચરણ ૧૧, ૧૧ માત્રાનું હોય છે અને બીજા અને ત્રીજા ચરણનો પ્રાસ મળે છે.

જાગાહર જાયક તણી, ધાંઉ કાન ધર્યે,

કાઠી કટક કર્યે, મારવે ટિકર મૂળવા.

**ખોડો દુહો :** એટલે લંગડો દુહો. તેનું ચોથું ચરણ ૯ માત્રાનું હોય છે. બીજા ચોથા ચરણના પ્રાસ મળે છે.

કંતો કંતણ હારિયાં, હલી વહદુ હટ
જની જેડો કંતેઓ, તેની તેડો મટ.

સોરઠો : આ દુહો લોકપ્રિય અને કવિઓની પ્રશંસાને પાત્ર થયેલ છે. તેનું પહેલું અને ત્રીજું ચરણ ૧૧, ૧૧, માત્રાનું, બીજું અને ચોથું ચરણ ૧૩, ૧૩ માત્રાનું હોય છે અને પહેલા અને ત્રીજા ચરણનો પ્રાસ મળે છે.

જતુ કળાઓ જાણ, બુતરિ કિઉ બગલ,
ભોમી ન ઉઈ ભાણ, કોએ અણદીઠી આસાઉત.

## લેખિત સાહિત્ય

મેઘાણીએ સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ થી ૫, સોરઠી બહારવટિયા ભાગ ૧ થી ૩, સોરાષ્ટ્રના ખંડેરોમાં, સોરઠી ગીતકથાઓમાં, સોરઠિયા દુહાઓ, પરકમ્મા, લોકસાહિત્ય ધરતીનું ધાવણ ભાગ ૧ અને ૨, લોકસાહિત્ય પગદંડીનો પંથ, લોકસાહિત્યનું સમાલોચન, લોકસાહિત્યમાં ઋતુગીતો, લિ. હું આવું છું,

દુલાભાયા કાગ રચિત કાગવાણી ૧ થી ૭ ભાગમાં અને અન્ય કેટલાક ગ્રંથોમાં એક યા બીજા સ્વરુપે ચારણી સાહિત્યનો સંચય કર્યો છે.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ થી ૫ માં કુલ અઠાણું લોકકથાઓ છે. એમાંથી પચાસ લોકકથાઓમાં ચારણો કે ચારણી સાહિત્યનું એક યા બીજા રુપે પ્રતિબિંબ ઝિલાયેલું જોવા મળે છે.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ માંની **ઘેલાશા** નામની કથામાં સંગ્રહાયેલ દુહાઓ અને ગીત ચારણી સાહિત્યનાં છે. વીર ઘેલાશાએ ચાણકય નીતિ અપનાવીને બરવાડાના બાર ગામને બદલે બત્રીસ ગામ કરી આપ્યાં. બરવાડાની નજીકમાં આવેલા ચારણોના બેલા અને ચારણકી ગામ પર નજર છે એવો ખ્યાલ ચારણોને આવતા બેલાના કવિ ચારણ કાળાભાઈ ઘેલાશાને મળ્યા ને ઠપકો આપતા દુહો ગાયો.

ખસનો તો તુંને ખટકો નઈ, ખોળછ ખેતરડાં,
ગલઢો શીં ગેલા, મારછ દેડક માધાઉત.

હે માધાશાનાં દીકરા તને ગરાશિયા લોકોનું ખસ ગામ ખટકતું નથી. એને તું રંજાડતો નથી અને અમારી ટુકડો જમીન ઝૂંટવી લેવા તું શોધખોળ કરી રહયો છે, સિંહ ઘરડો થાય, મોટા શિકાર કરવાની એનામાં તાકાત ના રહે, પછી તે દેડકા મારીને ખાય એવું તું કરી રહ્યો ને?

**આહિર યુગલના કોલ** - માં દેગામના આહિર અમે તેમનાં પત્નીના અનન્ય સ્નેહની કથા છે. પિતાએ પુત્રના સ્નેહની પરિક્ષા કરતાં નાગે સ્વર્ગમાં પત્નીને મળવા આત્મહત્યા કરી. વિધવા આયરાણીને

તેના ભાઇઓએ નાતરે દીધી. આયરાણીનું વેલડું કર્મસંજોગે દેગામના પાદરમાંથી નીકળ્યું. થોડી વેળા ત્યાં રોકાયું. આયરાણીએ નાગના પાળિયા સામે જોઈ નિસાસો મૂકયો. એ સમયે સાતતાળી રમતાં છોકરામાંથી એક ચારણબાળે આ દશ્ય જોયું, ચતુર બાળક કંઈક સમજી ગયો. સરસ્વતીનું સ્મરણ કરી તેણે દુહો લલકાર્યો :

નાગ નિહાળી જોય, પોળાં મન પાથરીએ નહિ
કાઠ ચડયા નહિ કોય, (આ તો) ધંધે લાગ્યા ધમળાઉત.

આ દુહો સાંભળીને પસ્તાવો પામેલી આયરાણી ત્યાં જ ચિતા ખડકાવીને ચિતા પર ચઢી ગઈ.

**દેપાળદે** નામની કથામાં એક ગરીબ ચારણ વાવણી વાવવા માટે એક બળદની સાથે પત્નીને દંતાળે જોડે છે, દેપાળદેને આ જોઇને દયા આવી, ચારણને વિનંતી કરી, બળદ મંગાવી આપ્યો, બળદ આવે ત્યાં સુધી દેપાળદે દંતાળે જુતીને એક ઉથલ વળ્યાં, એ ચાસમાં સાચાં મોતી નીપજયાં, ચારણ ફાંટ ભરીને દેપાળદેની કચેરીમાં આવ્યો અને ફાંટ છોડીને સૌના આશ્ચર્ય વચ્ચે દુહો બોલ્યો કે :

જાણ્યો હોત જડધાર, નવળંગ મોતી નીપજે,
(તો) વવારત વડ વાર, દી બાધો દેપાળદે.

**રાણજી ગોહિલ**માં રાણપુરના રણજી ગોહિલની વિલાસિતાની કથા છે. રાણપુર ઉપર અમદાવાદના મહમદશાહની સેના ચડી આવી છતાં આ વિલાસી રાજવી તેનાથી અજાણ હતો, અરે તેને ચેતવવામાં પણ

જાનનું જોખમ હતું. પરિણામે રાજયના માણસો મૌન રહ્યાં પણ એક ચારણે હિંમત કરી. ગઢની અંદર જવાનો રસ્તો બંધ હતો. એટલે નદી વચ્ચે બરાબર ગોખની વચ્ચે ઊભા રહીને ચારણે અવાજ ક્યો :

એ બાપ રાણા રાણા રમત્યું મેલ, કનારે ચડિયાં કટક,
ખત્રિ ચોપટ ખેલ, ગોહિલ કાં લાગો ગળો.

**મોખડજી** ની કથામાં રાણજી ગોહિલનો પરાક્રમી પુત્ર મોખડજી પોતાના બાવડાના બળે ઘોઘા પાસેના પિરંબના બેટ પર રહી આણ વર્તાવે છે. દિલ્રીના શાહી સૈન્ય સાથે યુધ્ધ થતાં વીરતાથી લડીને સ્વર્ગે સિધાવે છે

**ભીમોરાની લડાઇ**માં જસદણના ચેલા ખાચરના વેરી કાઠી ટાઢાણાને આશ્રય આપનાર નાજા ખાચર પર વડોદરાના સૈન્યની મદદથી ચેલો ખાચર ચડયા. માત્ર છ મિત્રોની સાથે રહીને નાજા ખાચર લડયા અને વીરગતિ પામ્યા, તે પ્રસંગને વર્ણવતા કેટલાક દુહા અને ચારણીકાવ્ય મેઘાણીએ આ ભાગમાં રજૂ કર્યા છે.

ઉતબાંગ ટેકણ એક, બીજે હાથ વાઈ બજડ,
(આમાં) વખાણવો વશેક, નેક ભજ કિયો નાજિયા?

**ચાંપરાજ વાળા**ની કથા સાથે વણાયોલ દુહાઓ પણ ચારણકવિએ રચેલા છે. લોકોકિત છે કે ચાંપરાજવાળાનું ધડ માથું પડયા પછી પણ લડેલું અને ચારણકવિને મૃત્યુ પછી ઘોડાનું દાન આપેલું. ભય

પ્રસંગને વર્ણવતો દુહો મળે છે :

કમળ વિણ ભારથ કીયો, દેહ વિણ દીધા દાન,
વાળા, એ વિધાન, ચાંપા, વિણ કેને ચડાવીએ.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૨ માં **રા નવઘણ**ની કથા છે. ગુજરાતના સોલંકી રાજવીએ રાડિયાસની હત્યા કર્યા પછી રા નવઘણ દેવાયત હિરને ત્યાં ઊછરી મોટો થયો. આહીરે નવઘણ ખાતર પોતાના એકના એક દીકરા વાહણનું બલિદાન આપ્યું અને નવઘણને એ યુવાન થતાં આહીરોની મદદથી જુનાગઢની ગાદી પાછી અપાવી. આ દેવાયતની દીકરી જાહલને સિંધમાં સુમરાએ રોકી ત્યારે રા નવઘણે બેનની રક્ષા કરીને તેની ઈજ્જત બચાવેલી. આ કથાને વર્ણવતા કેટલાક દુહાઓ અને ચારણી છંદો મળી આવે છે.

માંડવ અમાણે માલતો, (તે દી) બંધવા દીધેલ બોલ,
(આજ) કર કાપડની કોર, જાહલને જૂનાણાના ધણી.

**કામળીના કોલ**માં ચારણ મહાત્મા ઈસરદાનજીને કામળી ભેટ આપેલી, તેની કોર વણવાની બાકી હોવાથી વળતાં આવવાનું વચન માગેલું, દુર્ભાગ્યે વાછરડા સહિત સાંગોજી વેણું નદીમાં તણાઈ ગયા. ઈસરદાનજી પાછા આવ્યા ત્યારે વાત જાણી, પ્રભુને વિનંતી કરીને કેટલાક દુહા બોલ્યા, સાંગાજી વાછરુ સમેત પાછા આવ્યા અને કવિરાજને હાથોહાથ કામળી આપી એ પ્રસંગને વર્ણવતો દુહો :

દીધાં રી દેવળ ચડે, મત કોઈ રીસ કરે,

નાગડચાળાં ઠાકરાં, સાંગો ગોડ સરે.

**કાળો મરમલ** માં કાળા અને રામ ગઢવીની કથા સ્થાન પામી છે. કાળા મરમલને પ્રેરણાનાં પીયૂષ પિવડાવતાં રામ ગઢવી કેટલાંક દુહા સંભળાવે છે તે અને કાળાના મૃત્યુ પછી ગઢવીએ રચેલ મરસિયા ચારણી કવિતાનું ઉજજવળ પાંસુ દર્શાવે છે :

રામા રજપૂતી તણો, આડો વાળ્યો આંક,
લીધા પેલી લાંક, (તમે) દીધી દશરથરાઉત.

કાળો મરમલ રામ ગઢવી માટે અફીણ લેવા સરસિયા ગયો અને ત્યાં પારકાના ઝઘડામાં હોળીનું નાળિયેર બની કામ આવ્યો. રામ ગઢવીએ તેના મરસિયા રચ્યા, જેમાંથી એક :

કુતારી હોળી કરી, (ઉપર) ઘરબર રંભા ઘેર,
(એમાં) નાખ્યા વણ નાળિયેર, કયાંથી આવે કાળિયો.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૩ માં **વેર** નામની કથામાં ચારણ પરિવારની કથા છે. નાની વાતમાંથી ખૂન-ખરાબા થઈ જાય અને એ પછી એ વેર વાળવા માટે ફરી હત્યા થાય, પરંતુ અંતે પીઠાશ અને તેની પત્નીની ખાનદાનીને કારણે વેરવૃતિ સમી જાય તેવી કથા છે. તેમાં રાવળદેવ બનીને ચિતોડમાં પીઠાશના મહેમાન બનેલા નાગજણ અને હમીર પીઠાશે ખરીદેલી ચૂડી જોઈને કેટલાક દુહા લલકારે છે :

સખ પાલવ, કુંજું સરસ, વેલ્યુ રથ ને વાજ

રેઢાં મેલીને રાજ, (તારે) પાળું જાવું પીઠવા.

**પાદપૂર્તિ** માં જોગાજી રાઠોડ સ્વપ્નમાં ગાંડા હાથીને જોઈને ભાગે, સવારથી અન્નજળ ત્યજી દે, ગાજા અને મિત્રોનો આગ્રહ થતાં હાથી સામે આડા હથિયારે લડીને પોતાનું કલંક ઉતારવા સંમત થાય, હાથી જોગાજીને સૂંઢમાં પકડી હવામાં ઉડાડે, પણ જોગાજી હાથીના કુંભાસ્થળ પર પડે અને એણે હુલાવેલ કટારી સાથે એની ભુજા પણ કાંડા સુધી ગજરાજના દેહમાં ધુંસી જાય, જોગાજીના અનુપમ સૌંદર્યને કાવ્યાંકિત કરતો આ દુહો રાજાજીએ લલકાર્યો, પણ બીજુ ચરણ ન સ્ફૂર્યુ. અંતે એક ચારણબાળે દુહાનું બીજુ ચરણ બોલીને એની પાદપૂર્તિ કરી :

કુંભાથલ વાઈ કસી, જોગારી જમદ્ઢઢ,
જાણ અષાઢી બીજળી, કાળે વાદળ કઢઢ.

હજાર વર્ષ પૂર્વેમાં કચ્છ કેરાકોટના રાજવી

**લાખા ફૂલાણી**ની કથા છે. આટકોટમાં આવીને વસેલા લાખા ફૂલાણી સાથે રાજ અને બીજ નામના સોલંકીના મુલાકાત, રાજ અને બીજને અશ્વવિદ્યાની જાણકારી, ઘોડીના પેટમાં રહેલ વછેરાની આંખ ફૂટી ગઈ છે તેમ કહ્યું. રાજાએ શરત કરી. શરતમાં વિજય મળતાં જ રાજ સાથે પોતાની બહેનને પરણાવી, રાજ અને લાખા વચ્ચે વિવાદ થયો. લાખાએ પાટણની ગાયોનું ધણ વાળવું. લાખા દ્વારા રાજની હત્યા, ભાણેજ રાખાઈશ અને બહેન રાયાંને જાળવવાં, યુવાવયે રાખાઈશને માહિતી મળવી, રાખાઈશે ઓરમાનભાઈ

મૂળરાજને નિમંત્રવો, અને પોતાના મામાનું લાખા ફૂલાણીનું રક્ષણ કરતાં કરતાં રાખાઈશે ભાઈ સામે જ લડીને મામાનું ઋણ ચૂકવ્યું વગેરે પ્રસંગો સાથે કેટલાક ચારણી સાહિત્યના દુહા રજૂ થયેલ છે. મામા લાખા ફૂલાણીથી એક ડગલું આગળ રહીને લડનાર રાખાઈશ અને લાખા ફૂલાણી ઘાથી વેતરાઈને સમરાંગણમાં પડયા છે, પ્રાણ છૂટયા નથી, ત્યાં સમળી આવી, રાખાઈશે મામાની આંખ બચાવવા અંતિમ પ્રયાસ કર્યો પણ કમરે કટારી તો હતી નહિ, છતાં એણે પોતાના પેટમાંથી બહાર નીકળેલા આંતરડાને ખેંચીને તોડીને સમડી તરફ ફેંકયું આ ઘટનાને વર્ણવતો દુહો આજે પણ ચારણો ગાય છે કે :

કર ગો કટારી, કર ગો કાંચોળા લગી,
વગ કોઈના વણશી, રણ ભડતે રાખાશની.

**આલેક કરપડા** ની કથામાં આલેકની શૂરવીરતા વર્ણવતા ચારણકવિ કહે છે કે આલેક તો માતેલા હાથી સમો છે. એ મૂઠીમાં કેવી રીતે રહી શકે :

આલગ વાધા ઊપડયે, ઝાકયો કણ રો ન જાય,
મેંગળ મૂઠીમાંય રેકી, ધખિયો રાણાઉત.

**અભો સોરઠિયો** માં ભાવનગરના રાજવી આતાભાઈ ગોહિલના કામદાર હિરજી મહેતાને મારનાર અભા સોરઠિયાના મૃતદેહને, આતાભાઈની આજ્ઞાથી ભાવનગરની બજાર વચ્ચે સામે લઈ જતા હતા. આતાભાઈ શબને આ રીતે ઢસડાતું લઈ જવાતું જોઈ મૂછે તાવ દઈ રહ્યાં હતા. તે વખતે ચારણકવિ

મોડભાઈએ બજારમાં ઊભા રહીને દુહો લલકાર્યો -

માર્યા ને મૂવા તણો, ધોખો કાંઉ ઘરે,
મેતાને મોર્ય કરે, હાલેયો સોરઠિયો અભો.

**ભાઇ બહેન** નામની કથામાં રેસમિયા આયરને ત્યાં એક ચારણ સ્ત્રી પોતાનાં બાળ બચ્ચાં અને ભેંસો સાથે દુષ્કાળનું વર્ષ ઊતારવા આવ્યાં, જેને ધર્મનો ભાઈ માનેલ એ રેશમિયો સામો મળ્યો, પણ તેને લોભ લાગતાં કહ્યું કે, બોન રેશમિયો તો પાછો થયો. ચારણીએ તેના મરશિયા ઉપાડયા :

ભેડો અમણો ભા, (જાણ્યો) વાંઢયાને વરતાવશે,
(ત્યાં તો) વાટે વિસામાં, રોળ્યા રેશમિયા.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૩ માં પરિશિષ્ટ ૨ માં ચારણી બોલીની ખાસિયતો આપી છે જે ચારણી સાહિત્યને સમજાવવા માટેની ચાવી છે.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૪ માં **અણનમ માથા** ની કથા છે. આંબરડીના વીસળ રાબો અને તેના અગિયાર મિત્રો અમદાવાદના પાદશાહ સામે વીરતાથી લડીને મૃત્યુ પામેલા. પ્રસ્તુત કથામાં જગદંબા સ્તવન અને વીસળ રાબાના યુધ્ધના પ્રસંગને આલેખતું ચારણી શૈલીનું કાવ્ય અપાયેલ છે.

જયોત પ્રળંબા, જુગદમ્બા, આધ અંબા ઈસરી,
વંદન ઝળંબા, ચંદ અંબા, તેજ તમ્બા તું ખરી,

હોતો અથાક, બીરહાંક, બદે ડાકં બમ્મણી,
જગમાંય પરચો દીઠ જાહેર રાસ આવડ રમ્મણી.
જીય રાસ આવડ રમ્મણી ...

**વરજાંગ ધાધલ** ની કથામાં કસિયાભાઈ લીલા કૃત એક ચારણી કાવ્ય અપાયેલ છે.

સાથિયા ભાથિયા થકી દળ સાજિયા,
વાગિયાં ઘોર પંચશબદ વાજાં,
આજ તું હારા કિયા કણી દશ ઉપરા,
જોર કટકા હુવા બિયા નાજા.

**મરશિયાની મોજ** માં દાત્રાણા ગામના નાગજણ ગઢવીએ પત્નીના મુખે મરશિયા સાંભળવા માટે પોતાના મૃત્યુના ખોટા સમાચાર ફેલાવ્યા. પતિના વિયોગમાં ચારણીએ મરશિયા ગાયા. છેવટે ચારણે સત્ય જાહેર કરતાં પત્નીએ કહ્યું : મેં તમારા મરશિયા ગાયા હવે જીવનપર્યન્ત હું તમારું મોઢું નહિ જોઉ.

ચારણી સ્ત્રીની વેદનાને વાચા આપતા કેટલાંક મરશિયામાંથી એક ઉદાહરણ :

ચડિયું ચાક બંબાળ, દશ્યુ દાત્રાણા ધણી,
નાગાજણ ગરનાર, ધુંખળિયો પાડાના ધણી.

**ભાગીરથી** માં રાજદે લાંગાવદરાએ પાદશાહના આદેશથી બાંગ પોકારી. પણ એ પૂર્વે ભેટમાંથી

બાંધેલ કટારી પેટમાં હુલાવી દીધેલ અને ઉપર ભેટ બાંધી દીધેલી. રાજદે લાંગાવદરાએ ભાગીરથીનું સ્તવન કરતાં દુહા ઉપાડયા, અંતે ભાગીરથીના જળ પ્રગટયા અને રાજદેને માંથાબોળ નવરાવીને ધરતીમાં પાછાં સમાણાં. ચારણે ત્યાં જ દેહ ત્યજયો. આ પ્રસંગે રાજદે લાંગાવદરાએ રચેલા ચૌદ દુહા અને આ ઘટનાને આલેખતું એક ચારણી કાવ્ય અંહી સંચય પામ્યું છે. રાજદે લાંગાવદરા રચિત દુહાઓમાંથી એક દુહો :

હેકણ કટકો હાડરો, જો ગંગા ત્રઠ જાય,
(તો) માનવિયાં કુળમાંય, ભૂત ન થે ભાગીરથી.

**વાલેરાવાળા** માં જેતપુરનો કાઠી દરબાર વાલેરા વાળાએ સનાળીના ખોડાભાઈ લીલાને પોતાનો મારુયો ઘોડો દાનમાં આપી દીધો. જેની એ વખતે પાંત્રીસ હજાર કિંમત અંકાયેલી. ખોડાભાઈ લીલાએ મારુડા ઘોડાની તારીફનું સપાખરું ગીત ત્વરીત રચી સંભળાવ્યું ચૌદ કડીના આ ગીતના એક કડી :

પાંત્રીસ હજારે નાણે મારુયા મંગાયા પૂરા,
દિયા વાળે દાન કોડી લિયા નહિ દામ,
ગંગા ઘાટ સુધી તારી કીરતિકા ડંકા વાગાય
જગાં ચાર વાતાં રહી જેતાણકા જામ...

**માણસિયો વાળો** માં જેતપુરના માણસિયા વાળાએ સ્વહસ્તે પોતાની કાયાના કટકા કરી સમળીને

ખવડાવીને પ્રાણ ત્યજી દીધા. ચારણોએ તેમના મરશિયા ગાયા અને મૂળુભાઈ વરસડાએ તેમના મૃત્યુનું ગીત રચ્યું.

ગરવણનાં ગરજાણ, ઊડી આબુ પર ગિયાં,
માંસનો ધ્રવતવ મેરાણ, ઢળિયો જેતાણા ધણી.

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૫ માં પ્રારંભે ચારણી કવિતાની અસ્મિતાના પરિચાયક સૂર્યસ્તવનના ચૌદ દુહાઓ આપ્યા છે. ચારણે પ્રકૃતિના વિવિધ જીવો પ્રત્યે પોતાના હૃદયમાં રહેલ ભાવનાને શબ્દ દેહે રજૂ કરી છે, એટલું જ નહિ સમરાંગણમાં સામસામે લડતા શૂરવીરો પોતાનું ગૌરવ જાળવવાનું સૂર્ય પાસે માગે છે તેમ દર્શાવીને ચારણોની જીવનદૃષ્ટિનો પરિચય કરાવ્યો છે :

સામ સામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ્મ,
તણ વેળા કાશપ તણાં (તમે) સુરજ રાખો શરમ્મ.

**રતન ગયું રોળ** માં પોરહા વાળાના પાદરમાં આવીને ઉતારો કરનાર ચારણની પત્ની નદીના પૂરમાં તણાઈ ગઈ, એ પછી વિરહમાં ઝૂરતા ચારણે જે દુહા કહ્યાં તેમાના ઓગણીશ દુહાઓ આ કથામાં આપ્યા છે તો અજમલ નથુની બારમાસીમાંથી ત્રણ છંદ પણ આપ્યા છે. વિરહાગ્નિમાં સળગતા ચારણે કહેલ દુહોઃ

મેં આવી ઉતારો કર્યો, જબ્બર વસીલો જોય,






(પણ) કાંણગારું કોય, પાદર તારું પોરહા.

## પ્રકિંણ સાહિત્ય :

કહેવત

- બાંધે એની તલવાર અને ગા વાળે ઈ અરજણ.
- જેના આંગણે કાળી એને નત દિવાળી.
- ભીંતે ચીતર્યો વાણિયોય નકામો.
- વાઢ્ય કાન ને આય સાન.
- બુંદ કી બગડી હોજથી ના સુધરે.
- પછેડી પરમાણે સોડ તાણીએ.
- લોટ ફાક્યે પેટ ના ભરાય.
- આપ ભલા તો જગ ભલા.
- કોઠીમાં હોય તો હાણે આવે.






- બાપ એવા બેટા, વડ જેવા ટેટા.
- મા એવી દીકરી, માટી એવી ઠીકરી.
- ઝાઝા હાથ રઢિયામણા.
- વાડ વગર વેલો ના ચઢે.
- આપણે વેંત નમીએ તો કોક હાથ નમે.
- ભેંસ ભાગોળે અને ઘરે ઝળકા.
- પટેલને ઘેર વેવા ને ઢેડી માલામાલ.
- પાણી મોર્ય મોજળી ઉતાર્ય મા.
- આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.

**માહિતી આપનાર**

નરસિંહભાઈ કાનજીભાઈ ગઢવી
ઉંમર ૪૫, ગામ પરથમપુરા, તા. સાવલી, જી. વડોદરા
વિજયભાઈ જીવણભાઈ ગઢવી
ઉંમર ૨૭, ગામ પરથમપુરા, તા. સાવલી, જી. વડોદરા

વિઠ્ઠલભાઈ મનુભાઈ ગઢવી
ઉંમર ૪૦, ગામ પરથમપુરા, તા. સાવલી, જી. વડોદરા
દેવકરણભાઈ અણદાભાઈ ગઢવી
ઉંમર ૪૫, ગામ પરથમપુરા, તા. સાવલી, જી. વડોદરા
કાળાભાઈ પલાભાઈ ગઢવી
ઉંમર ૬૫, ગામ પોપટપુરા, તા. ગોધરા, જી. પંચમહાલ
ખીમાભાઈ દેવરાજભાઈ ગઢવી
ઉંમર ૪૦, ગામ ગવાસી, તા. ગોધરા, જી. પંચમહાલ
જગદીશભાઈ પ્રવીણભાઈ ગઢવી
ઉંમર ૩૫, ગામ ગવાસી, તા. ગોધરા, જી. પંચમહાલ
ધનુબેન વાલાભાઈ ગઢવી
ઉંમર ૪૦, ગામ વાવડી, તા. ગોધરા, જી. પંચમહાલ
શામળભાઈ કાનાભાઈ ગઢવી
ઉંમર ૩૫, ગામ વાવડી, તા. ગોધરા, જી. પંચમહાલ
કાનજીભાઈ હરદાસભાઈ ગઢવી

ઉંમર ૩૫, ગામ નવાઝંખરીયા, તા. હાલોલ, જી. વડોદરા
રેણુકાબેન રામાભાઈ ગઢવી
ઉંમર ૧૮, ગામ નવાઝંખરીયા, તા. હાલોલ, જી. વડોદરા
ધનાબેન રાખ્યાભાઈ ગઢવી
ઉંમર ૬૫, ગામ નવાઝંખરીયા, તા. હાલોલ, જી. વડોદરા
રેખાબેન રવલાભાઈ ગઢવી
ઉંમર ૨૪, ગામ નવાઝંખરીયા, તા. હાલોલ, જી. વડોદરા
જીણુબેન ભુરાભાઈ ગઢવી
ઉંમર ૨૨, ગામ નવાઝંખરીયા, તા. હાલોલ, જી. વડોદરા
ઉકાભાઈ વાલસુરભાઈ ગઢવી
ઉંમર ૬૦, ગામ છોટાઉદેપુર, તા. છોટાઉદેપુર, જી. છોટાઉદેપુર
દાજીબેન  વાલસુરભાઈ ગઢવી
ઉંમર ૪૫, ગામ છોટાઉદેપુર, તા. છોટાઉદેપુર, જી. છોટાઉદેપુર
જેઠાભાઈ ગોવિંદભાઈ ગઢવી
ઉંમર ૬૫, ગામ કાટડીયાનેસ, તા. હાલોલ, જી. વડોદરા

દાદાભાઈ જેઠાભાઈ ગઢવી
ઉંમર ૨૬, ગામ કાટડીયાનેસ, તા. હાલોલ, જી. વડોદરા
પ્રવીણભાઈ લાભુભાઈ ગઢવી
ઉંમર ૪૦, ગામ બોડેલી, તા. સંખેડા, જી. વડોદરા
ધનીબેન લાભુભાઈ ગઢવી
ઉંમર ૬૮, ગામ બોડેલી, તા. સંખેડા, જી. વડોદરા
સંજયભાઈ વાલાભાઈ ગઢવી
ઉંમર ૨૫, ગામ બોડેલી, તા. સંખેડા, જી. વડોદરા
વાલાભાઈ ગઢવી
ઉંમર ૬૮, ગામ બોડેલી, તા. સંખેડા, જી. વડોદરા
પ્રવીણભાઈ હરસુભાઈ ગઢવી
ઉંમર ૩૫, ગામ રાજકોટ, તા. રાજકોટ, જી. રાજકોટ,
પુનમભાઈ ગઢવી
ઉંમર ૪૦, ગામ તેજગઢ, તા. છોટાઉદેપુર, જી. છોટાઉદેપુર

**સંદર્ભ પુસ્તકો :**


- સંજય દૃષ્ટિ

  સંપાદક : નરોત્તમ પલાણ, હરબાળાબેન દવે.

  પ્રકાશક : મહાકવિ શ્રીચંદ બદરદાઈ બારોટ યુવામંડળ,પોરબંદર.

- આઈ શ્રી સોનલ સતસઈ
  સંકલન સંપાદન : પ્રવીણભા હરસુભા ચારણ.
  આઈ શ્રી પુરામા સ્મૃતિ પ્રકાશન, ગોંડલ રોડ, રાજકોટ.
- સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ થી ૫
  લેખક : ઝવેરચંદ મેઘાણી.
  ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ.
- ચારણી સાહિત્ય સંદર્ભ
  ડૉ. અંબાદાન રોહડિયા.
  પ્રવીણ પુસ્તક ભંડાર, મ્યુનીસિપાલીટી ઑફિસ સામે, રાજકોટ.

- ચારણી સાહિત્ય : સૌંદર્ય અને સત્વ
  લેખક : રતુદાન રોહડિયા.
  પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, બસસ્ટેન્ડ પાસે, રાજકોટ.
- દેવિયાણ
  ગઢવી સમરથદાન મોડભાઈ.
  પ્રકાશક : સમરથદાન મોડભાઈ રચના સોસાયટી, મોરબી.
- ચારણ અંક નવેમ્બર ૨૦૧૦
  આઈશ્રી સોનલમાં એજયુકેશન એન્ડ ચેરીટેબલટ્રસ્ટ, રાજકોટ

**માહિતી લેનાર**

**વરીઆ મનિષા.જી.**

**આદિવાસી અકાદમી, તેજગઢ**